


M

# મહાત્માઓ

અને

## તેમને મળવાનો માર્ગ

સી. કે. શાહ

૦—૪—૦

છપાયા અને સજ્જનોએ ઘણું વખાણેલું પુસ્તક

# ગુરૂમંત્ર.

આખી દુનિયાના ધર્મ-નીતિ-બોધ-શાસ્ત્રો વગેરેમાં જે ઉપદેશ દેવામાં આવ્યો છે તે ફરમાનોને ઘણાજ થોડા સુવર્ણમંત્ર દ્વારા જગતના જીવો માટે એક ઋષિએ સમજાવ્યાં હતા. તે મંત્રોને સ્વતંત્ર ટીકા સાથે ઘણાજ સુન્દર અને સહેલાઇથી સમજી શકાય એવા રૂપમાં બહાર પાડવામાં આવ્યા છે, જેથી દરેક માણસને તે પુસ્તક હમેશના એક ભોમિયા અને સલાહ રૂપે થઇ પડે. સેંકડો મોટાં પુસ્તકો વાંચી વાંચી પંડિત બની આચારમાં તદન બાળક રહેવા કરતાં આવાં ન્હાના પુસ્તકના એકેજ ફરમાનને તન મન પ્રાણ પણે અમલમાં મુકવામાં આવ્યું હોય તો આત્માનું કલ્યાણ થઇ જાય છે. સુન્દર દેખાવ ન્હાનાં પૃષ્ઠ ૮૦ છતાં ઘટાડેલું મૂલ્ય ૦-૩-૦. જુજ નકલો બાકી છે તત્કાળ લેવા—

પ્રકાશક, 'ગુરૂમંત્ર' ઓફીસ, ધનાસુતારની પોળ, અમદાવાદ.

---

## થિઓસોફિકલ સોસાઇટીના ત્રણ હેતુઓ.

૧. ન્યાત, જાત, કોમ, વર્ણ, ધર્મ, સ્ત્રી કે પુરૂષના ભેદ ગણ્યા સિવાય મનુષ્યજાતિના ભ્રાતૃભાવનું કેન્દ્ર બનાવવું.

૨. ધર્મ, તત્વજ્ઞાન, અને વિજ્ઞાનશાસ્ત્રના મુકાબલે અભ્યાસ કરવાના કામને ઉત્તેજન આપવું.

કુદરતના અત્યાર સુધી નહિ સમજાયેલા નિયમોની અને મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓની શોધ કરવી.

મુદ્રાલેખ—સત્ય કરતાં કોઇ ઉચ્ચ ધર્મ નથી **सत्यात नास्ति परो धर्मः**

M

# મહાત્માઓ

અને

# તેમને મળવાનો માર્ગ.

લખનાર,

## ચીમનલાલ કચરાભાઈ શાહ,


ફેલો, થિઓસૉફીકલ સોસાયટી,

( 'ગુરૂમંત્ર,' 'મરણ પછી શું થાય છે ?' 'તપસ્વિની-નાટક'

'મહાવીર-માર્ગ' ઇ. નો લેખક. )

૨૨૯૨, ધના સુતારની પોળ, અમદાવાદ.



પ્રકાશક,

ચીમનલાલ ત્રિભુવનદાસ શાહ,

ફેલો, થિઓસૉફીકલ સોસાયટી,

માંડવીની પોળ-સુરદાસશેઠની પોળ, અમદાવાદ.


"Straight is the Gate and narrow is the way that leadeth unto life, and few there be that find it."

—*Lord Christ.*

સદ્‌ગુણ સંપન્ન ભાઈ

શ્રીયુત હરજીવનદાસ કાલિદાસ મ્હેતા,

ઍસિસ્ટંટ જનરલ સેક્રેટરી,

થિઑસૉફિકલ સોસાયટી—હિન્દ વિભાગ,

મુંબાઈ.

વડીલ આત્મબંધુ,

પરમપૂજ્ય **મહાત્માઓએ** આપણી સોસાઇટીના સ્થાપકો દ્વારા આપેલું ઘણુંજ મોંઘું 'સત્ય' ( Truth )–' ગેબી જ્ઞાન'– જગતમાં ભાષણો અને લેખોદ્વારા પ્રસારવા આપ નિઃસ્વાર્થપણે જે અથાગ મહેનત લ્યો છો તેથી આકર્ષાઇ **મહાત્માઓના** અસ્તિત્વ સંબંધમાં કંઇક ખાત્રી આપતું અને તેમના પવિત્ર ચરણ–કમળે જિજ્ઞાસુને લઇ જવામાં કંઇક સહાય્યભૂત થતું આ ન્હાનકડું પુસ્તક મ્હારા પૂજ્ય '**ગુરૂદેવ**'ને મ્હેં તા. ૨૧–૬–૧૭ ના સાયંકાળે આપેલા વચનનો બીજો ભાગ પૂર્ણ કરવા હું આપને આપની સંમતિથી આનંદ સાથે અર્પણ કરૂં છું તે સ્વીકારી મને આભારી કરશો, અને મને માનશો.

મહાત્માઓનો ચરણરજ બાળ,

અને

આપ જેવા જગતના સાચા સેવકોનો સદાનો સેવક,

ચીમનલાલ કચરાભાઇ શાહ.

" Before the eyes can see, they must be incapable of tears. Before the ear can hear, it must have lost its sensitiveness. Before the voice can speak in the presence of the Masters, it must have lost the power to wound. Before the soul can stand in the presence of the Masters, its feet must be washed in the blood of the heart. "

—*Light on the Path.*

" Kill thy desires, disciple, make thy vices impotent, ere the first step is taken on the solemn journey. Strangle thy sins and make them dumb for ever before thou dost lift one foot to mount the ladder. Silence thy thoughts and fix thy whole attention on thy Master, whom yet thou dost not see but whom thou feelest. Merge into one sense thy senses, if thou would'st be secure against the foe. 'Tis by that sense alone which lies concealed within the hollow of thy brain that the steep path which leadeth to thy Master may be disclosed before thy soul's dim eyes. "

—*Voice of the Silence.*

" Four Qualifications there are for this pathway: Discrimination, Desirelessness, Good conduct, Love. "

—*At the feet of the Master.*

" There are many, many qualities you must have in yourself, if you are to be useful pupils of the Master and of them I am going to talk of four which you should try to develop in yourselves. × × Bright looks × × Brave words × × Joyous thoughts + + Kinghtly Deeds. "

—*I promise.*

# આભાર પત્રિકા.

શ્રીયુત ડાહ્યાભાઈ છોટાલાલ શાહ,

ચંગપોળ—વેરાઇ પાડો,

અમદાવાદ.

પ્રિય આત્મબંધુ,

આ ગ્રંથની સંખ્યાબંધ પ્રતો ખરીદી આપે મને જે ઉત્તેજન આપ્યું છે, તેને માટે હું આ સ્થળે આપનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની તક લઉં છું. તે સાથે આ પુસ્તકના વાચક તરફથી પણ હું આપનો આભાર માનું છું. કારણ કે આપના ઉદાર ઉત્તેજન વિના તેને આટલું જલદીથી વાચકવર્ગ સન્મુખ મ્હારાથી કદાચ ન મૂકી શકાત.

આપ જેવા ઉદાર આત્માઓનો પ્રશંસક,

સી. ટી. શાહ.

પ્રકાશક.

# આરંભ વચન.

જેટલા જેટલા પ્રમાણમાં મનુષ્ય પોતાની અંદરની આત્મિક શક્તિને ખીલવતો (Manifest) કરતો જાય છે તેટલા તેટલા પ્રમાણમાં તે પોતાને-પોતાના મૂળ સ્વરૂપને અને જગત્‌ને-કુદરતને જાણવા શક્તિમાન થાય છે અને તેટલા પ્રમાણમાં તે પોતાની સત્તા (Power) વધારતો જાય છે. ન્હાનો અને મ્હોટો, જ્ઞાની અને અજ્ઞાની, ડાહ્યો અને ગાંડો વગેરે ભેદો આત્માની અમુક હદ સુધી પ્રકટેલી શક્તિને લઇને છે. મનુષ્ય જ્યારે પોતાની ખાયેશો-વાસનાઓ, વૃત્તિઓ, અહંભાવને કાબુમાં રાખતો જાય છે, રાગ-દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભને હંફાવતો જાય છે; ત્યારે તે પોતામાં રહેલી અનંત શક્તિનો કંઇક અંશ પામવા શક્તિમાન થાય છે. જે મનુષ્યો આ પ્રવૃત્તિઓને પુરતી રીતે હંફાવી નસાડી મૂકે છે અને પોતાનું જીવન કુદરતના પ્રવાહ-દૈવી નિયમને અનુસરીજ ગાળે છે તે આત્માની અસાધારણ શક્તિ ખીલવે છે અને 'પૂનર્જન્મ'ના કાયદાને પણ પોતાને આધિન કરી નાંખે છે. આવા આત્માઓને આપણી પૃથ્વી પરનું 'કૈવલ્યજ્ઞાન' પ્રાપ્ત થાય છે અને તેમને આ પૃથ્વીમાં કાંઇ પણ શીખવા જેવું બાકી રહેતું નથી. આમ હોવા છતાં કેટલાક આત્માઓ જગત્‌માં રહી-પોતાના સ્થૂળ શરીરનો બોજો પણ રાખી જગત્‌ના જીવોના ઉદ્ધાર ખાતર પોતાનો દેહ છોડી નિર્વાણ-સુખનો લાભ લેવા ઇચ્છતા નથી, પરંતુ તે મહાન્ પરોપકારી કાર્ય ખાતર પોતાનું જીવન વ્યતીત કરે છે. આવા આત્માઓ કોણ છે, ક્યાં રહે છે, શું કરે છે, તેમને કેમ મળાય વગેરે બાબતનો કંઇક ખુલાસો મ્હેં મ્હારી યથાશકિતએ આ ગ્રંથમાં કરવો ધાર્યો છે. થિઑસોફીની અનેક બુકોનો મ્હેં આ ગ્રંથ લખવામાં આશ્રય લીધો છે અને તે ખાતર તે પુસ્તકોના કર્ત્તાનો આભાર હું માનું છું. તા. ૧૯-૭-૧૭.

સી. કે. શાહ.




M

# મહાત્માઓ.

અને

# તેમને મળવાનો માર્ગ.

"That *some* then have lived *far greater* than ourselves, that *some* have lived whose knowledge goes far beyond the knowledge that we possess, that we still learn in philosophy and in spiritual matters from these far-off *Teachers* who spoke millenniums ago; that is a fact that cannot be denied." —'*Masters as facts and ideals*' *by Mrs. Besant.*

" ઘણાજ પ્રાચીનકાળના ઇતિહાસપર જ્યારે આપણે મનન કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે વખતો વખત એક એવી મહાન્ વ્યક્તિ દેખાવ દે છે, કે જેણે તે સમયના બધા મનુષ્યો કરતાં ઘણીજ વધારે ઉન્નતિ કરી હોય અને તેથી ઇતિહાસમાં તેનું નામ એવી રીતે નોંધાયું હોય કે તે ફરીથી ભુંસાયજ નહિ. ઘણાજ પ્રાચીન સમયના ઇતિહાસને છોડીને આપણે જ્યારે તે ઇતિહાસપર

નજર કરીએ કે જે ઇતિહાસમાં વર્ણવેલી બાબતો મુદ્દાસર–વજનદાર ગણી શકાય, તે ઇતિહાસમાં પણ આપણને આવી **મહાન્ વ્યક્તિ** જણાયા વિના રહેતી નથી. અને આ ઇતિહાસમાં તે માણસો અમુક પ્રજાના પાલક તરીકે—રાજા તરીકે રાજ્યાસન પર કે મંદિરમાં દેખાતા નથી, પરંતુ ઘણા ગરીબ લોકોના ટોળાંમાં જણાય છે. તેમની પાસે રાજ્યસત્તા નથી હોતી કે ધર્મગુરૂનો હોદ્દો તેમને મળેલો નથી હોતો, અને તોપણ ઇતિહાસમાં તેમનું નામ અમર રહી જાય છે, જ્યારે રાજાઓ અને ધર્મગુરૂનાં નામો ભુંસાઇ જાય છે.

મહાન્ સિકંદર, અલાઉદીન ખૂની, ઔરંગઝેબ, સિદ્ધરાજ, નૅપોલિયન વગેરેનાં નામ આપણે જ્યારે યાદ કરીએ છીએ ત્યારે આપણને કેવા પ્રકારની લાગણી થાય છે અને જ્યારે આપણે શ્રીબુદ્ધ, શ્રીકૃષ્ણ, ઝોરોસ્ટર સાહેબ, ઇસ્લામ ધર્મના સ્થાપક મહુમદ સાહેબ, અને ક્રાઇસ્ટ વગેરેને યાદ કરીએ છીએ ત્યારે આપણને કેવી લાગણી ઉત્પન્ન થાય છે? પ્હેલા પ્રકારના મનુષ્યોના પૂર્ણ ભપકાથી ભરેલા રાજ્ય મહેલોનું લાંબુ વર્ણન સાંભળવા આપણે આતુર નથી થતા, જ્યારે બીજા પ્રકારના પવિત્ર પુરૂષોના એકાંતમાં આવેલા તદ્દન ન્હાના આશ્રમનું ઘણું લંબાણથી બ્યાન સાંભળવા આપણે કેવા આનંદથી કાન દઇએ છીએ! પ્હેલા પ્રકારના મનુષ્યોનાં જીવનની ઉંડી તપાસ કરતાં ખટપટ, તોફાન, અન્યાય, કપટ, જુઠાણું વગેરે મલીન બલાઓ આપણને જણાઇ આવે છે કે જેનાપર કાળો પડદો નાંખી આપણે આપણી આંખ ફેરવી લઇએ છીએ, જ્યારે બીજા પ્રકારનાં મનુષ્યોનાં જીવનમાં પૂર્ણ ન્યાય, સ્વાર્થ ભોગ, હૃદય ઉચ્ચતા, શાન્તતા અને સંપૂર્ણ પ્રેમ આપણને જણાય છે અને તેમના જીવનના ન્હાનામાં ન્હાના ભાગો પણ આપણે ઘણાજ બારીકીથી જોવા લલચાઇએ છીએ. પ્હેલા મનુષ્યોના જીવનમાં સારરૂપ–આપણું હમેશનું સુખ સધાય એવું–કાંઇ જણાતુ નથી જ્યારે બીજા મનુષ્યોના જીવ-

નની ઘડીએ ઘડી અને પળે પળ આપણને સાચું અને અમર સુખ મેળવવામાં મદદગાર થઇ પડે છે. અમુક મ્હોટી લઢાઇ કોણે જીતી, શાથી જીતી, ક્યારે જીતી એ જાણવા કોણ પરવા કરે છે, જ્યારે અમુક ધર્મ કોણે સ્થાપ્યો, ક્યારે સ્થાપ્યો, શા આશયથી સ્થાપ્યો, તેના પાયારૂપ 'સત્ય' શું છે.–આ વગેરે જાણવા આખી દુનિયા તલસે છે. પ્રથમ પ્રકારના મનુષ્યો કે જેઓની પોતાના સમયે વાહ-વાહ કહેવાતી તેમનાં નામ ઇતિહાસમાં ભુંસાઇ જાય છે, જ્યારે બીજા પ્રકારના મનુષ્યો જેઓને પોતાની જીંદગી વખતે ધિક્કારવામાં આવતા, જેમના ઉપદેશને અસત્ય ઠરાવવા પ્રયત્ન થતો તેમનાં નામ ઇતિહાસમાં અમર થઇ જાય છે. અને જેમ જેમ સમય થતો જાય છે તેમ તેમ તે નામો ઉલટા વધારે ને વધારે યાદ કરાતાં રહે છે.

આ મનુષ્યોમાં એવું શું હોય છે કે આખી દુનિયા તેમના નામને જપે છે, તેમના નામને માન આપે છે, જે રસ્તે તેઓ ચાલ્યા હતા તેજ રસ્તે ચાલવા લલચાય છે? તેમનામાં એવું ખાસ કરીને શું સંતાઇ રહેલું હોય છે? તેમનું અધ્યાત્મિક જ્ઞાન, તેમનું પવિત્ર જીવન; તેમની દયાનો દરિયો, પારાવાર પ્રેમ, હ્રદયની ઉચ્ચતા, પૂર્ણ આત્મભોગ–આ અને એવાજ બીજા પરમ પવિત્ર ગુણો આ મહાન્ આત્માના નામને દુનિયાના ઇતિહાસમાં અમર કરે છે અને જગતના જીવોને તેના પગે પડવા ફરમાવે છે. આવા પવિત્ર ગુણો-વાળા મનુષ્યો કે જેઓ આખી દુનિયાને પોતાનું કુટુંબ ગણે છે, તે કુટુંબના સુખ માટેજ પોતાનું જીવન વ્યતીત કરે છે અને જેઓ તેજ કાર્યમાં આનંદ લે છે, તેમને મહાત્માઓ કહેવામાં આવે છે."*



* મીસીસ બિસેન્ટ કૃત "The Masters and the way to them" પરથી.

# મહાત્મા એટલે શું ?

" જે મનુષ્યજાતિના જીવાત્માઓએ આપણે જે જગતમાં રહીએ છીએ તે જગતનો–બ્રહ્માંડનો પૂર્ણ અનુભવ લીધો છે અને જેમને આ બ્રહ્માંડ સંબંધમાં કંઇ પણ શીખવાનું બાકી રહ્યું નથી જેમણે આત્માની શક્તિઓ, પૂર્ણપણે ખીલવી હોય છે, ' કૈવલ્યજ્ઞાન અને કૈવલ્ય દર્શન ' એ બે જેમના ખાસ ગુણ છે, તેમને **મહાત્માઓ** કહેવામાં આવે છે. મનુષ્ય તરીકેની **જેમની** ફરજ હવે પૂરી થઇ ગયેલી હોય છે. ક્રિશ્રીયનો જેને મોક્ષ (Salvation) કહે છે, હિંદુઓ જેને મુક્તિ (Liberation) કહે છે, બૌધ અને જૈન જેને નિર્વાણ કહે છે તે અંતીમ સ્થિતિ સુધી આ જીવાત્માઓ પહોંચી ગયેલા છે. આ સ્થિતિએ પહોંચ્યા પછી મનુષ્યને જન્મ અને મરણનો કાયદો અસર કરતો નથી. જે પોતે કુદરત દૈવી–કાયદા ( Divine Law ) સાથે એકમેક થઈ ગયેલો હોય છે એટલે ક્યારે દેહ ધારણ કરવો અને ક્યારે દેહ છોડવો એ તેને બ્હારની અદૃશ્ય સત્તા હવે હુકમ કરી શકતી નથી–તેના પર તે સત્તાની કંઇજ અસર ચાલતી નથી, તે પોતાની મેળે મરજીમાં આવે ત્યારે દેહ ધારણ કરી શકે છે અને મરજીમાં આવે ત્યારે ત્યજી દઇ શકે છે. આવા પ્રકારના જીવાત્માઓ જ્યારે મનુષ્યના દુઃખનો અવાજ કાને લઇ તે દુઃખો દૂર કરવા અર્થેજ દેહમાં બંધાયેલા રહે છે અને નિર્વાણિક સુખનો ત્યાગ કરે છે ત્યારે તે દયા અને પ્રેમના સાગરરૂપ આત્માને ' મહાત્મા ' તરીકે એ લખવામાં આવે છે. જુદા જુદા ધર્મો તેને જુદાં જુદાં નામ આપે છે–થોથ, ઓસિરીસ, શ્રી કૃષ્ણ, શ્રી મહાવીર, ક્રાઇસ્ટ વગેરે નામો આ જીવાત્માઓનાં છે. આવા પ્રકારનો જીવાત્મા અમુક એકજ

ધર્મનો છે કે અમુક એકજ પ્રજાનો છે એમ કહી શકાય નહિ. અમુક પ્રકારના મનુષ્યોનો તે પિતા છે અને બીજા પ્રકારના મનુષ્યોની સાથે તેને કંઇ સંબંધ નથી એમ ધારવું ભૂલ ભરેલું છે. બધા ધર્મો, બધી માન્યતાઓ, બધી પ્રજાઓ, બધા પ્રકારના મનુષ્યો તરફ તે ઉદારભાવ અને પ્રેમ બતાવે છે." ખરૂં છે કે અમુક વખતે તેણે અમુકજ પ્રકારનો ઉપદેશ દીધો હોય છે (જે પાછળથી અમુક 'ધર્મ રૂપે' ગણાય છે ) પરંતુ તેમ કરવાનું કારણ તે કાલ અને તે દેશના મનુષ્યોને તે ઉપદેશ વધારે અનુકુળ આવે એમ હતો, પણ તેથી બીજા ધર્મો પર (અને તે પણ તેજ પ્રમાણે કાળ અને 'દેશ' જોઇને ઉપદેશવામાં આવેલી ભાવનાઓ સિવાય બીજું કંઇ નથી ) તે જીવાત્માનો પ્રેમ નથી હોતો અથવા તો બીજા પ્રકારના ધર્મોનું પાલન કરનાર પર આ મહાત્મા નાખુશ થાય છે એ માનવું એ અજ્ઞાન છે. અમુક ઋતુમાં અથવા અમુક પ્રકૃતિવાળા મનુષ્યને અમુક પ્રકારનો આહાર-વિહાર માફક આવે છે તેથી તે ઋતુ અને તે પ્રકૃતિનો ફેરફાર થતાં મનુષ્ય બીજા પ્રકારનો આહાર-વિહાર નહિજ કરે એ માન્યતા મુર્ખાઈ ભરેલી છે. હવે જીવાત્મા ' મહાત્મા ' ની સ્થિતિએ જે ઉત્ક્રાંતિ ક્રમની અનુસાર પહોંચે છે તે ઉત્ક્રાંતિક્રમ કેવો છે તે આપણે જોઇએ.

## ઉત્ક્રાન્તિક્રમ. ( Law of Evolution. )

મનુષ્યોમાં રહેલી જુદા જુદા પ્રકારની વત્તી-ઓછી શકિત એક આળસુ અને બીજો ચાલાક, એક નિર્બળ અને બીજો પ્હેલવાન, એક દુર્ગુણી અને બીજો સદ્‌ગુણ રત્નની સંપત્તિવાળો, એક જંગલી અને બીજો સુધરેલો, એક કમઅક્કલ અને બીજો બુદ્ધિમાન આ બધા તફાવતો શું સુચવે છે ? દરેક જીવાત્મા આગળ અને આગળ વધ-

તોજ જાય છે-વધવા માટેજ પ્રયાસ કર્યાં કરે છે અને જેટલે અંશે તે આગળ વધ્યો હોય છે એટલી શક્તિ તેનો આત્મા પ્રકટ કરે છે."

"પ્રાચીન આર્યશાસ્ત્રો તથા હાલનું વિજ્ઞાન શાસ્ત્ર આપણને શીખવે છે કે ચૈતન્ય શક્તિ અજીવસત્વમાં થઇ, ખનીજ પદાર્થમાંથી પોતાની વિકાસક્રમની મુસાફરી શરૂ કરે છે. લાખો વર્ષ સુધી જુદા જુદા ખનીજ પદાર્થોનો અનુભવ લઇ તે વનસ્પતિ વર્ગમાં પ્રવેશે છે. તે ત્યાં આગળ ખનીજના કરતાં પોતાનું ચેતન સ્વરૂપ વધારે જણાવે છે. આ બીજા વર્ગમાં પણ લાખો વર્ષ સુધી અનુભવ લીધા પછી તે પશુ વર્ગમાં દાખલ થાય છે. પશુ વર્ગમાં લાખો વરસ સુધી જુદી જુદી યોનિમાં જ્ઞાન મેળવ્યા પછી તે મનુષ્ય દેહમાં આવે છે. ગમે તે પશુમાંથી, જીવ, મનુષ્ય દેહમાં આવી શકતો નથી. પરંતુ ઘોડા, હાથી, વાંદરાં, કુતરાં બીલાડાં, વિગેરે મનશક્તિ ધરાવનારા પશુમાંથીજ આવી શકે છે, અને તે જીવ આનંદ ચિત્ અને સત્ શક્તિના જે સ્વભાવથી મનુષ્યત્વ પ્રાપ્ત કરે છે તે સ્વભાવ તેનામાં દૃઢ થાય છે, અને મનુષ્ય જાતિમાં પણ તે તેજ માર્ગનો પ્રવાસી બને છે. દાખલા તરીકે એક ઘોડાને તેનો માલીક ઘણી સારી રીતે રાખેછે, તેના તરફ ઘણોજ પ્રેમ રાખે છે. તેના બદલામાં તે ઘોડો હમેશાં પોતાના માલીકની સાથે રહેવા તથા તેના જેવો થવા ઇચ્છે છે, અને તે ઘોડો પછી પોતાના માલીકની કંઇ સેવા કરતાં મરણ પામે છે તો તે ભવિષ્યનો કર્મમાર્ગી મનુષ્ય થાય છે, અને જો તેજ માલીકના તરફ પ્રેમભાવ બતાવતાં દેહ છોડે છે તો તે ભવિષ્યનો ભક્તિમાર્ગી થાય છે, અને જો તે માલીકના મનનો અભ્યાસ કરતાં તેની ઇચ્છાઓ જાણવાના પ્રયત્નમાં મૃત્યુ પામે તો

તે જ્ઞાનમાર્ગી જીવ થાય છે. આનેજ લીધે આપણી મનુષ્ય જાતિમાં આ ત્રણ મુખ્ય સ્વભાવના જીવો માલુમ પડે છે કે જેઓ પોતાનો મુખ્ય સ્વભાવ, મુખ્ય માર્ગ છોડી બીજો માર્ગ પકડી શકતા નથી, તેમજ બીજા માર્ગની ખરી મહત્તા સમજી શકતા નથી, પણ પોતાના માર્ગનો બધાને ઉપદેશ કરતા ફરે છે.

મનુષ્યજાતિથી નીચેની જાતિનો ઉન્નતિ ક્રમ "survival of the fittest." "ઉત્તમનો ઉત્કર્ષ" એ નિયમથીજ થાયછે, અને મનુષ્યજાતિમાં જીવ આવ્યા પછી તેનો વિકાસક્રમ "Law of sacrifice" "સ્વાત્માર્પણના નિયમ" થી થાય છે. આ પ્રમાણે ચૈતન્ય શક્તિ અજીવતત્વ અથવા ખનીજ પદાર્થ કરતાં પણ નીચેની સ્થિતિમાંથી ખનીજ, વનસ્પતિ, પશુ એમ એકેક વર્ગનો અનુભવ લેતાં લેતાં કરોડો વર્ષને અંતે મનુષ્ય વર્ગમાં આવે છે. એટલાજ માટે મનુષ્યત્વ પ્રાપ્ત કરવું ઘણું કઠીન છે એમ શ્રીશંકરાચાર્ય કહે છે. "**जन्तुनां नरजन्म दुर्लभम्**"

જીવ મનુષ્ય દેહમાં આવવાની સાથે એકદમ સુધરેલો માણસ થઇ જતો નથી પણ પ્રથમ જંગલી સ્થિતિમાં હોય છે, જ્યારે તેનો અહંભાવ માત્ર સ્થૂલદેહમાંજ હોય છે. સ્થૂલદેહને ખાતર પોતાનાં સ્ત્રી છોકરાંને પણ તે આરોગી જાય છે, આવી સ્થિતિમાં તે "દેહાત્માના" ધોરણમાં હોય છે, આવી સ્થિતિમાં થોડા જન્મો કાઢયા પછી આહીર વર્ગ-ભરવાડ અને મજુર વર્ગની સ્થિતિમાં કેટલાક જન્મો લે છે. જ્યાં તે "પ્રાણાત્મા" કહેવાય છે. પછી દુનિયાના વિષયોના વધારે સંબંધમાં આવતાં તે વિષયો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, પૈસાદાર થવા મથે છે, ત્યારે તે "કામાત્મા" કહેવાય છે, તેનો

અહંભાવ દેહ અને પ્રાણને છોડી વાસનામાં પ્રવેશ કરે છે. પછી તે પ્રાપ્ત કરેલા, પૈસાને કીર્તિને ખાતર જનસમાજના હિતાર્થે ખર્ચે છે. આવી સ્થિતિમાં કેટલાક જન્મો કાઢ્યા પછી નીતિમાન્ થવા ઇચ્છે છે, ત્યારે તે કામાત્માની સ્થિતિમાંથી "જ્ઞાનાત્મા" થાય છે. આવે વખતે તે પોતાનું મનતત્વ ખીલવે છે અને સત્ય અસત્યનો વિચાર કરવા શક્તિમાન્ થાય છે. નીતિનો વિચાર કરતાં પોતે પોતાને, દેહ, વાસના, અને વિચારથી જુદો હોય તેમ અનુભવે છે. પોતે આ ત્રણ તત્વનો સાક્ષી બને છે.

આ સ્થિતિએ પહોંચતાં તે પોતાને દેહ નહીં સમજતાં અંતરાત્મા સમજે છે, અને પોતાના અંતરાત્માનો સાક્ષાત્કાર થતાં, તેને બીજા મનુષ્યના અંતરાત્માનો સાક્ષાત્કાર થાય છે. આ સ્થિતિએ પહોંચતાં તે સ્ત્રી, અથવા પુરૂષ, વૃદ્ધ અથવા બાળક, હિંદુ અથવા મુસલમાન, પારસી અથવા અંગ્રેજ, કોઇપણ શરીર જોતાં તે બહારનો ભેદ જોતો નથી પણ અંદરનો અંતરાત્માજ જુવે છે.

તે શરીરોમાં પણ પોતાની માફક અંતરાત્મા બહારના શરીરથી ભીન્ન છે એમ સમજે છે, અને પછી સઘળા બહારના રૂપ, રંગ, જાતિ, વર્ણના ભેદનો ત્યાગ કરી આખી મનુષ્યજાતિ તરફ પ્રેમ રાખવા પ્રયત્ન કરે છે. સઘળા જીવોને પોતાના બંધુસમ ગણે છે. અત્યારે તે "વિજ્ઞાનાત્મા" કહેવાય છે. આ પ્રમાણે મનુષ્યજાતિની જુદી જુદી સ્થિતિમાં કેટલાક જન્મો લેતાં લેતાં તે વિકાસક્રમમાં આગળ વધે છે. તેનો સઘળા જીવો તરફનો પ્રેમ, ભક્તિમાં બદલાઈ જાય છે. વિજ્ઞાનાત્માની સ્થિતિએ પહોંચેલો જીવ "આનંદાત્મા" ની પદ્વિ ધારણ કરે છે. અહીંયા તે સઘળા ભૂતપ્રાણીઓને પરમાત્માના અવતારરૂપ માની સઘળાની બનતી સેવા કરવાના પ્રયત્નો

કરે છે, અને જગત્ પોતાને ખાતર નથી પણ પોતે જગત્‌ને ખાતર છે એમ નક્કી થતાં જીવસેવાને ઇશ્વરસેવા સમજે છે. તે જીવસેવા કરતાં ખમવી પડતી હરકત, અને હાડમારીમાંજ પોતાનો આનંદ માની લે છે; આવી સ્થિતિનો અનુભવ લેતાં તેને સમજાય છે કે આખું જગત્ પરમાત્મારૂપજ છે, તેનીજ શક્તિથી ચાલે છે, તે પરમાત્મા સર્વત્ર, સર્વજ્ઞ, અને સર્વ શક્તિમાન્ છે, માટે એટલા વખત સુધી જેને હું અને 'મ્હારી શક્તિ' કહેતો હતો તે પણ તેજ પરમાત્મા અને તેનીજ શક્તિ હતાં. આવું જ્ઞાન થતાં તે 'આ આખું વિશ્વ બ્રહ્મરૂપ છે' 'પરમાત્મા સિવાય બીજી કાંઇ હસ્તિ છેજ નહીં,' અને 'પરમાત્મા એકજ છે' વગેરે અર્થનાં મહાવાક્યો સમજે છે, અનુભવે છે, અને તે રૂપ બની જાય છે. આ સ્થિતિને "મહાત્મા" એવું નામ આપવામાં આવે છે. ઘણા જન્મજન્માંતરને અંતે આ સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને મનુષ્યજાતિના વિકાસક્રમની છેલી ટોચે પહોંચાય છે. આ સ્થિતિએ પહોંચવું એ આપણી જીંદગીનો હેતુ છે, અને ત્યાં આપણો ઉત્ક્રાન્તિક્રમ આપણને ધીમે ધીમે લઇ જાય છે. દુનીયાનાં સ્ત્રી પુરૂષ એવી બે જાતીઓ, ખંડો, દેશો, જુદા જુદા ધર્મો, પંથો, મતો, પુનર્જન્મ અને કર્મના નિયમો વગેરે આ ઉત્ક્રાન્તિક્રમનાં સાધનો છે, અને તે સાધનોથી જીવ આગળ વધે છે. આ દુનીયા અનંત વર્ષથી ચાલુ છે, તેમાં જેમ આપણે આપણી સાધારણ મનુષ્યજાતિ કે જે કામાત્મા અને જ્ઞાનાત્માની સ્થિતિમાં છે, વાસના અને મનતત્વો ખીલવી રહી છે, તેની નીચેની સ્થિતિઓ, સમજી કે જોઇ શકીએ છીએ તેમ ઉપરની સ્થિતિઓ જોઇ શકતા નથી કારણ કે ઉપરનો જીવ નીચેની સ્થિતિ સમજી શકે છે, નીચેનો જીવ ઉપરની સ્થિતિ જાણી શકતો નથી.

પરંતુ તેથી ઉંચી સ્થિતિના જીવો દુનીયામાં નજ હોય એમ કાંઇ સિદ્ધ થતું નથી. આગળ જોયેલી સઘળી સ્થિતિના જીવો દુનીયાના કોઇને કોઇ ભાગમાં હોય છે અને હોવાજ જોઇએ કારણ કે વિજ્ઞાનાત્મા, આનંદાત્મા, અને મહાત્મા એ સ્થિતિઓ પણ વિકાસક્રમનુંજ પરિણામ છે, અને જેમ એક ઝાડ કુદરતની પેદાશ છે તેમ મહાત્મા પણ કુદરતનીજ પેદાશ છે, અને જમાનાથી ચાલતા આવતા ઉન્નતિક્રમનુંજ ફળ છે.

જીવ નીચેના વર્ગોનો અનુભવ લઇ તદ્દન જંગલી હાલતમાંથી જન્મજન્માન્તરનો અનુભવ લેતાં લેતાં પોતાના દેહથી મહત્ પર્યંત સઘળા તત્વો ખીલવે છે, તેને "મહાત્મા" એવી સંજ્ઞા આપવામાં આવે છે. આવા પુરૂષરત્નોને થીઓસોફીસ્ટો "મહાત્માઓ" કહે છે. ઉન્નતિનો નિયમ ( Law of evolution ) એજ મહાત્મપદની ખાત્રી રૂપ છે. આ નિયમ મુજબ દેહ-પ્રકૃતિ સૂક્ષ્મ અને સૂક્ષ્મતર થતી જાય છે, જ્યારે આત્માની શક્તિ હમેશાં વધારે ને વધારે વિકસતી જાય છે. એ પ્રમાણે હજારો જન્મો પછી સઘળા શરીરો-સ્થૂલ, સૂક્ષ્મ, કારણ-તદ્દન વિશુદ્ધ થઇ આત્માના હથીયારભૂત થાય છે અને આત્મા ભૂર્લોક-સ્થૂળ લોકથી સત્યલોક પર્યંત પોતાનું સામ્રાજ્ય મેળવે છે. આ પદ દરેક મનુષ્યને માટે નિર્માણ થયેલું છે. આપણે અત્રે એક અને બીજા માણસ વચ્ચે જે તફાવત જોઇએ છીએ, સાધુ અને ખુની, ચોર અને શાહુકાર, પંડીત અને મૂર્ખ, પરોપકારી અને સ્વાર્થી, સદગુણ-શીરોમણી અને દુર્ગુણી વચ્ચે જે અંતર નજરે પડે છે તે માત્ર ઉન્નતિની સીઢીના પગથીયાંજ છે અને સીઢીની ટોચ ઉપર જે આત્મા પહોંચેલો છે તેજ મહાત્મા, પૂર્ણ પુરૂષ, પેયગંબર છે. આવા **પુરૂષમાં પરમારોગ્ય, પરમપ્રેમ, પર-**

**મજ્ઞાન, પરમસત્ય** દીપી નીકળે છે અને તે આ જગતને પોતા-રૂપ સમજી પોતાના નિર્વાણને બાજુએ મૂકી, જગતના જીવોનું હિત કરવાને માટે બહુજનહિતાય દુનિયાના કોઈ ભાગમાં રહે છે. તેના-પર પુનર્જન્મનો કાયદો લાગુ પડતો નથી તે સઘળા કર્મોથી મુક્ત હોઇ, ચાહે ત્યાં જન્મ લઇ શકે છે, અથવા ગતિ કરી શકે છે. તે સદા સર્વદા મુક્ત છે કારણ કે મોક્ષ કાંઇ આકાશના કોઇ ભાગમાં અથવા પાતાલના અંદરના પડદામાં નથી, પણ જગતનાં કર્મબંધનથી તદ્દન મુક્ત થવું તેજ ખરો **મોક્ષ** છે.

આ સ્થિતિએ પહોંચેલા મહાત્માઓના પણ બે વર્ગ પડે છે. એક વર્ગ આવી મોક્ષ સ્થિતિએ પહોંચ્યા પછી સ્થૂલ શરીર ધારણ કરતો નથી, પણ માત્ર મહાકારણ દેહથીજ રહે છે અને દુનીયાના જીવોને તદ્દન અદશ્ય રીતે સહાય કરે છે. આ વર્ગ **વિદેહમુક્ત** મહાત્માના નામથી ઓળખાય છે. બીજો વર્ગ દેહધારી છે. તે સ્થૂલ શરીર રાખે છે અને કોઇ પવિત્ર સ્થાનમાં રહી જગતને તેના ઉન્નત્તિક્રમમાં આગળ વધવામાં મદદ કરે છે. આ વર્ગને **જીવનમુક્ત** મહાત્માની સંજ્ઞા આપવામાં આવે છે. **જીવનમુક્ત** મહાત્માઓમાં પણ બે ભેદ છે. તેઓમાંનો એક ભાગ દુનીયાના અધિકારી જીવોને પોતાના શિષ્ય તરીકે સ્વીકારે છે અને વિકાસક્રમના વિકટ, પણ ટુંકા માર્ગે મુસાફરી કરવામાં અનુભવી નેતા–ગુરૂ–નું કામ કરે છે, અને શિષ્યને મોક્ષ શિખરે પહોંચાડે છે. જગતનો સાધારણ ઉન્નતિક્રમ એક ઉંચી ટેકરીપર થોડે થોડે ઉચે જતા ગોળ રસ્તાની માફક ગતિ કરે છે. આ ગુરૂપરંપરાનો માર્ગ ટેકરી-પર જતા સીધાસટ રસ્તાની માફક છે. આ માર્ગ ઘણો ટુંકો છે,

પરંતુ ઘણો સાંકડો, અને ઘણો મૂશ્કેલ છે. કઠોપનિષદમાં કહ્યું છે કેઃ

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।**
**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥**

" ઉઠ ! ઉભો થા ! જાગ્રત થા ! કોઇ ગુરૂને શરણે જઇ તેમની પાસેથી વિદ્યા પ્રાપ્ત કર ! આ રસ્તો, નહિ ઓળંગી શકાય તેવી બારીક ધારવાળી તરવારોથી છવાયેલો છે, રસ્તો ઘણો કઠીન છે એમ ત્રિકાલ દર્શી પુરૂષો પણ કહી ગયા છે. " **જીવનમુક્ત** મહાત્માઓનો એક ભાગ શિષ્યમંડળને આવે રસ્તે નિર્વિઘ્ને વહન કરાવવા માટે જગત્માં રહેલો છે.

**જીવનમુક્ત પુરૂષોનો** બીજો ભાગ જે ઉપર મુજબ શિષ્યોને સહાય કરવાનું કામ માથે ઉઠાવતો નથી તે જગત્ના કોઇ અન્ય આધ્યાત્મિક અધિકારીનું કામ કરે છે. આ ભાગ માટે આગળ થોડું વિવેચન કરવામાં આવશે.

ફરીથી ટુંકામાં કહીએ તો જે **જીવ** મનુષ્ય દેહમાં છે, જેણે પોતાનો આત્મવિકાસ–પોતાની ઉન્નતિ–આ બ્રહ્માંડમાં થઇ શકે તેટલી કરેલી છે, જેને અખિલ બ્રહ્માંડમાં કંઇ જાણવું બાકી રહ્યું નથી, અને જે જીવાત્મા અહંભાવનો ત્યાગ કરી માત્ર લોકહિતનેજ અર્થે આ લોકમાં રહેલો છે તે મહાત્મા "*

---

* રા. હરજીવનદાસ કાલિદાસ મ્હેતાના ' મહાત્મા અથવા જીવનમુક્ત ' નામના લેખમાંથી.

# દેહધારી મહાત્માઓ પૈકી થોડાનું વર્ણન.

મી. લીડબીટર The Inner Life (આંતર જીવન) માં આપણને જણાવે છે કે આ જગત્પર આવા ૫૦–૬૦ મહાત્માઓ હયાતિ ધરાવે છે. કેટલાક મહાત્માઓ હિન્દુ શરીરમાં છે, એક તિબેટન શરીરમાં છે, એક ચાઇનીસ શરીરમાં છે. ઓછામાં ઓછા બે અંગ્રેજ શરીરમાં છે, એક ઇટેલિયન શરીરમાં છે, એક હંગેરિયન શરીરમાં છે, એક સીરિયન શરીરમાં છે અને એકનો જન્મ સાઇપ્રસના ટાપુપર થયેલો છે. આ મહાત્માઓ સંબંધમાં મીસીસ ઍની બિસૅંટ 'The Masters' નામની ચોપડીમાં વિગતવાર શું કહે છે તે જોઇશું.

"જીસસ કે જેના શરીરમાં ક્રાઇસ્ટનો અવતાર થયો હતો, તે મહાન્ શિષ્યે મહાત્માપદ મેળવ્યું છે, અને સીરીયાના શરીરમાં સજ્જ થયેલ તે જીસસ મહાત્મા ક્રિશ્ચિયન ધર્મની ઉન્નતિ માટે પ્રયાસ કરે છે અને તે ધર્મને પવિત્ર બનાવવામાં–તેમાં રહેલા દુષણો કાઢી નાંખવામાં તે અહોનિશ મહેનત કરે છે.

મહાત્મા હિલૅરિયન જો તેમના અગાઉના જન્મમાં ઇઆમબ્લીચસ તરીકે ઓળખાયા હતા તેમણે મેબલ કાલીન્સદ્વારા 'The Light on the path'—'માર્ગપર પ્રકાશ' એ નામનું પુસ્તક અને મૅડમ હૅલેના પૅટ્રોવના બ્લૅવૅટ્સ્કીદ્વારા 'The Voice of the Silence'–'શાન્તિનો સ્વર' એ નામનું ઘણુંજ ઉંચા પ્રકારનું કવિતાના રૂપમાં ગદ્યવાળું પુસ્તક આપ્યું હતું.

**મહાત્માશ્રી મોરિયા** જેઓશ્રી મેડમ બ્લૅકવૅટ્સ્કી અને કર્નલ ઑલ્કૉટના ગુરૂ છે તેઓ અને મહાત્મા કુથહુમી બન્ને સંબં-

ધમાં લાંબા વર્ણની જરૂર નથી. થિઑસૉફિકલ સોસાયેટીના સાચા સ્થાપક તરીકે અને તે સોસાયેટીને અનેક મુશીબતોમાંથી સહિસલામત રીતે પસાર કરાવવામાં તે મહાત્માઓ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપે છે.

'તીરૂવેલુરના વૃદ્ધ ગૃહસ્થ'ની સંજ્ઞા જે મહાત્માને આપવામાં આવી છે તેઓ દુનિયાપરના ફેરફારોની તપાસ રાખ્યા કરે છે અને જે ગહન શાસ્ત્ર કે જેના 'રસાયન શાસ્ત્ર' અને 'ખગોળ શાસ્ત્ર' એ બે બ્હારનાં રૂપો છે તેમાં ઉંડી ડુબકી મારે છે. મેસર્સ સુબારાવે અને લીડબીટરે તેમનાં દર્શન કરેલાં છે.

## મહાત્માઓ ક્યાં રહે છે?

મહાત્મા જીસસ લીબાનના પર્વતમાં મ્હોટેભાગે રહે છે. મહાત્મા હિલેરિયન ક્રેટન શરીરમાં ઇજિપ્તમાં રહે છે.

મહાત્મા શ્રી મોરિયા અને કુથહૂમી હિન્દુ શરીરમાં તિબેટમાં આવેલા શિગાત્સે ગામ પાસેના પ્રદેશમાં રહે છે. 'તિરૂવેલુરના વૃદ્ધ ગૃહસ્થ' અડ્યારથી ૮૦ માઈલ દૂર આવેલ નિલગીરીના આશ્રમમાં રહે છે. મહાત્માઓ કયું શરીર વાપરે છે અને ક્યાં રહે છે એ ઘણી નજીવી બાબત છે, કારણ કે બ્હારના શરીરથી તેમને ઘણુંજ ઓછું કામ કરવાનું રહે છે. તેઓ સૂક્ષ્મ શરીરોદ્વારા પોતાનું મહાન કાર્ય બજાવે છે અને સૂક્ષ્મ શરીરો તો ગમે ત્યાં અતિશય ઝડપથી જઈ શકે છે.

## મહાત્માઓ શું કરે છે?

મહાત્માઓ ઉચ્ચ આત્મિક પ્રદેશમાંથી આખા બ્રહ્માંડપર તેજ અને જીવન ફેંકે છે અને આપણે જેમ સૂર્યના તેજને દેખીએ છીએ

અને તેનો ઉપયોગ કરી શકીએ છીએ તેજ પ્રમાણે જેઓએ પોતાની આત્મિક શક્તિઓ કેળવેલી છે તેઓ આ તેજને ગ્રહણ કરી શકે છે અને તેનો સદુપયોગ કરી શકે છે. જેમ બાહ્ય જગત્ સૂર્યના તેજથી જીવી શકે છે તેમ આંતર જગત્ આત્માના તેજથીજ જીવે છે, કે જે તેજ મહાત્મા મંડળ તરફથી ફેંકવામાં આવે છે. વળી, જે મહાત્માઓ જગત્પર ધર્મો સાથેનો ખાસ સંબંધ ધરાવે છે તેઓ એ ધર્મોને નિર્ઝરરૂપે વાપરે છે અને તે પવિત્ર નહેરોદ્વારા પોતાનું જ શુદ્ધ-આત્મિક જીવન વ્હેવરાવે છે. તે પછી મહાત્માઓ બુદ્ધિના વિષયપર ઘણુજ તેજ નાંખે છે. તેઓ ઉચ્ચ પ્રકારની બુદ્ધિથી ભરેલાં વિચારનાં રૂપો રચી દુનિયા તરફ ફેંકે છે જેને દુનિયાના ખાસ બુદ્ધિમાન્ મનુષ્યો ગ્રહણ કરે છે અને તેનું પરિણામ આપણે દુનિયાની નવી શોધો-તર્કશાસ્ત્રો રૂપે જોઇએ છીએ. તે પછી, તેઓ એવાં રૂપો રચે છે કે જે સાધારણ મનશકિતવાળા મનુષ્યોને કામ લાગે છે અને તેથી તેઓ દોરાઇ જગત્માં જરૂરની ચળવળો કરે છે. ત્યારબાદ તેઓ મરણ પામેલા કહેવાતા મનુષ્યોને મદદ કરે છે. નવા શિષ્યો ઉપર દેખરેખ રાખી તેમને સન્માર્ગે દોરે છે અને જ્યાં જ્યાં મદદની જરૂર જણાય એવા અસંખ્ય કેસોમાં તેઓ સહાય્ય આપે છે. બાહ્ય એટલે સ્થૂલ જગત્માં પણ તેઓ જે જે બનાવો બનવાના હોય તે તરફ લક્ષ રાખે છે. જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં કાયદાની હદમાં રહી જગતને નુકસાન કરે એવી ખોટી સત્તાના નિર્ઝરને શકિતહીન કરવામાં અને તે શકિત સારા માર્ગે લઇ જવામાં, તથા ઉત્ક્રાન્તિક્રમની તરફેણમાં અને વિરૂદ્ધમાં જે જે શકિત-ઓ જણાય તેને સમતોલ રાખવામાં-સારી શકિતઓને મજબુત કર-વામાં અને ખોટી શકિતઓને નિર્બળ કરવામાં તેઓ કામે લાગે છે.

વળી, પ્રજાનું રક્ષણ કરનાર દેવોની સાથે મળીને પણ તેઓ કામ કરે છે—આત્મિક શક્તિઓને સન્માર્ગે વાળવામાં તેઓ કામે લાગે છે અને પોતાના કામને મદદ કરે એવા મનુષ્યોને તેઓ પસંદ કરી તેમની મારફત પોતાની શક્તિ વહેવરાવે છે અને સાચા રસ્તે જગત્‌ને તેઓ દોરી જાય છે. આ ઉપરાંત પણ ઘણાજ ઉપયોગી કામો તેઓ બજાવે છે. એકજ વાક્યમાં કહીએ તો જગત્‌નો જેથી ઉદ્ધાર થાય તેવાં કામોને અને તેવા કામો કરનારને તેઓ ઉત્તેજન આપે છે અને જગત્‌ને ખરાબ કરનારી—જગત્‌માં દુ:ખ ઉત્પન્ન કરનારી અને અનીતિ, દુર્ગુણ તથા કુસંપ વધારનારી સત્તાને તેઓ દાબી દે છે.

## મહાત્માઓના અસ્તિત્વની સાબિતિ.

આટલા લખાણપરથીજ કેટલાકો કદાચ એમ જરૂર માની લેશે કે મહાત્માઓ હયાતિ ધરાવે છેજ—તેઓ હયાતિ ધરાવતા હોય એવો સંભવ છે, પરંતુ જેઓનું મન એટલેથી સંતોષ ન પામતું હોય તેઓ ઇતિહાસમાં નજર કરશે તો બુદ્ધ, ક્રાઇસ્ટ, રામ, કૃષ્ણ, મહાવીર વગેરે મહાત્માઓ જુદે જુદે સમયે થઇ ગયા છે અને તેમણે દુનિયાને જુલમમાંથી, મહાન્ સંકટમાંથી, અત્યાચારમાંથી બચાવી છે એમ તેમને જણાશે, અને એ ઉપરથી પણ તેઓ માની લેશે કે, કેટલાક આત્માઓ આ સમયે પણ દુનિયાનું રક્ષણ કરતા હોય તો તે અસંભવ નથી. આજ આત્માઓ મહાત્મા તરીકે ઓળખાય છે. આટલેથી પણ જેઓને સંતોષ ન થતો હોય તેઓને માટે હજુ ઘણો વધારે પુરાવો હયાતિ ધરાવે છે. 'The Voice of the silence' નામક પુસ્તકપર નજર કરશો તો જણાશે કે એ પુસ્તકમાંનો બોધ, એ પુસ્તકમાંની ભાષા ખરે કોઇ અત્યંત આગળ વધી ગયેલા—દિવ્યા-

ત્મા—મહાત્માની માલેકી હોવી જોઇએ. મીસીસ બિસેંટ જણાવે છે કે મૅડેમ બ્લૅવૅટ્સ્કીએ આ ન્હાનકડા પરંતુ બોધના અગાધ સાગરરૂપ ગ્રંથ જ્યારે તેઓ પોતાની સાથે ફાઉન્ટનબ્લોમાં હતાં ત્યારે તેમણે—જાણે કે યાદધારસ્તીમાંથી ઉતારીને તે લખતાં હોય અથવા પોતાની સામે કે જ્યાં ખાલી જગો—આકાશ શિવાય કશું નહોતું ત્યાં પોતે પુસ્તક દેખતાં હોય તેમાંથી લખતાં હોય તેમ લખ્યો હતો. આ પ્રમાણે કોઇ અદૃસ્ય માર્ગથી ( અને તે માર્ગ મહાત્મા તરફથી મોકલવામાં આવેલ વિચારના સંદેશ વિના બીજું કાંઇ નહોતું ) તેઓએ તે પુસ્તક લખ્યું હતું. ‘ The Light on The Path ’ નામક પુસ્તક જે મૅબલ કોલીન્સે લખેલું છે તે પણ મહાત્માની કૃપાનુંજ પરિણામ છે અને તેની મૂળ માલેકી મહાત્માનીજ છે ‘ The Secret Doctrine ’ ‘ ગુપ્તવિદ્યા ’ નામનો ગ્રંથ જે વળી મૅડેમ બ્લૅવૅટ્સ્કીએ લખેલો છે તે તરફ નજર કરતાં વિચારશીલ મનુષ્યને જણાયા વિના નહિજ રહે કે કોઇ પણ સાધારણ પંડિત તરીકે ઓળખાતો જીવાત્મા તે પુસ્તકમાં આપવામાં આવેલ જ્ઞાનનો અને તે પુસ્તકમાં જે હજારો ગ્રંથના ઉતારા આપવામાં આવેલા છે તે સર્વનો એકજ જન્મમાં લાભ લઇ શકે એમ બનેજ નહિ. તે જ્ઞાન મૅડેમ બ્લૅવૅટ્સ્કીએ કોઇ મહાન જીવાત્મા—દિવ્યાત્મા—મહાત્મા તરફથીજ મેળવેલું હોવું જોઇએ. કેટલાકો દલીલ ખાતર કદાચ કહેશે કે આ પુસ્તકમાં જે ઉપદેશ આપ્યો છે તે સાદો છે અને જે પુસ્તકોમાંથી આ જ્ઞાન આપવામાં આવ્યું છે તે પુસ્તકો પણ મનુષ્યકૃતજ છે તેના ઉત્તરમાં જણાવવાની જરૂર છે કે અલબત જે તેઓ કહે તે વ્યાજબીજ છે પરંતુ તે સાદા ઉપદેશની પાછળ છુપાયેલી ગંભીરતા; તે સાદા ઉપદેશને લોકો સમજી શકે તેવા રૂપમાં મૂકવામાં સમાયેલી

ચાતુરી, મનુષ્યકૃત પુસ્કોમાંથી વીણી વીણીને કાઢેલા ઉતારાની સર્વોત્તમ ગુંથણી કરવામાં કામે લાગેલું મગજ: આ સર્વ કામ મહાત્મા વિના બીજા કોઇનું હોઈ શકેજ નહિ. ' The Occult world ' નામક પુસ્તકમાં છપાયેલા મહાત્મા કુથહુમીના કાગળો એ પણ એક સબળ પુરાવો છે.

## દસ્તાવેજી અને દર્શનિક પુરાવા.

" તા. ૧-૧૨-૧૮૮૧ ના રોજ એક ડિસ્ટ્રિકટ રજીસ્ટ્રાર મી. એસ. રામસ્વામી આયરે મૅડેમ બ્લેવૅટ્સ્કીને એક બંધ કરેલા પરબીડીઆમાં-કવરમાં એક ચિઠ્ઠી-નોટ આપી. ત્યાર પછી તે બન્ને અને કર્નલ ઓલ્કોટ તથા દામોદર બધાં ગાડીમાં બેસી ફરવા ગયાં. પાછા ફરતાં તેઓએ એક મનુષ્યને જોયો કે જે મેડેમ બ્લેવૅટ્સ્કીના ગુરૂ હતા એમ કર્નલ ઓલ્કોટ અને દામોદરે ઓળખી લીધા. તેમણે પોતાનો હાથ ઉંચો કર્યો અને જમીનપર એક કાગળ નાંખ્યો. તે તિબેટન અક્ષરમાં લખેલો હતો અને તે મી. રામસ્વામી આયરની ચિઠ્ઠીનો જવાબ હતો. મી. રામસ્વામી આયર તા. ૨૮-૧૨-૧૮૮૧ ના પત્રમાં ખાત્રી આપે છે કે તેમણે મેડેમ બ્લેવૅટ્સ્કીને ચિઠ્ઠી આપી ત્યારથી તે પેલા મનુષ્યને કાગળ નાંખતાં તેણે જોયા ત્યાંસુધી મેડેમ બ્લેવૅટ્સ્કી તેમની દૃષ્ટિ બ્હાર થયાં ન હતાં.

મી. સ્કોટ કે જેઓ હિન્દમાં એક સીવીલ સર્વન્ટ હતા અને આઉધના જ્યુડિશિયલ કમીશનરના ઓહ્વા પર્યંત ચઢયા હતા તેઓ, મીસીસ સ્કોટ, કર્નલ ઓલ્કોટ, મેડેમ બ્લેવૅટ્સ્કી, મી. એમ. મુરાદઅલી બેગ, મી. દામોદર કે. માવલન્કર અને પંડિત ભવાનિશંકર સૌ છજામાં બેઠાં હતાં જ્યાંથી લાયબ્રેરી કે જે થોડા અંધારામાં હતી તે અને તેની પેલી બાજુનો ખંડ કે જે

ઘણોજ પ્રકાશિત હતો તે બન્ને દેખાતાં હતાં. મી. સ્કૉટે એક માણસ કે જેમને તેણે છબી ઉપરથી મહાત્મા ઍમ. તરીકે ઓળખ્યા તેમને પ્રકાશિત ખંડમાં દાખલ થતા જોયા. તેઓ એક મેજ તરફ ગયા અને પાછળથી તે મેજપરથી એક કાગળ પડેલો મળી આવ્યો.

કર્નલ ઑલ્કૉટ લખે છે કે "તેજ મહાત્મા (ઍમ.) ના દર્શન એકદા મને મુંબાઇમાં થયાં હતાં. તેઓ ખરા બપોરે ઘોડેસ્વાર થઇને આવ્યા હતા અને મને મૅડેમ બ્લૅવૅટ્સ્કીના ખંડમાંથી બોલાવ્યો હતો. મ્હેં થિઑસૉફિકલ સોસાયેટીના સંબંધમાં કરેલા એક કાર્યને માટે તેઓ ઠપકો આપવા આવ્યા હતા અને મૅડેમ બ્લૅવૅટ્સ્કી પણ ઠપકાને પાત્ર હોવાથી તેમને પણ તેમના ખંડમાંથી બોલાવવામાં આવ્યાં હતાં અને તેઓ પોતાના ગુરૂને દેખતાંજ ઘુંટણ પડી ગયાં અને તેમને માન આપ્યું. મ્હારો અવાજ અને મ્હારા ગુરૂનો અવાજ જોડેના ખંડમાં સંભળાયો હતો પરંતુ એકલા મૅડેમ બ્લૅવૅટ્સ્કી, મ્હેં અને નોકરે આ મહાત્માને જોયા હતા. બીજી વખતે પણ એજ મહાત્મા પોતાના સ્થૂલ શરીર સહીત ગીરગામના કંપાઉન્ડમાંના મ્હારા બંગલાના ઓટલા આગળ આવેલા તે બે ત્રણ મનુષ્યોએ જોયા હતા."

મી. લીડબીટર લખે છેઃ—"મને જણાવતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે કે મહાત્માઓ ઍમ, કે. એચ. અને ડી. કે. ને સ્થૂલ શરીર ધારણ કરેલા રૂપમાં મ્હેં ઘણીવાર અઘારમાં જોયા છે. આવા દેખાવ બીલડીંગના છાપરાપર, નદી પાસેના મ્હારા ખંડમાં અને વાડીમાં બનતા. મહાત્માઓ સ્થૂલ શરીર ધારણ કરીને કેટલીકવાર તો વિશ વિશ મિનીટ સુધી રહેતા."

મી. ટી. બ્રાઉન પોતાના 'My experiences in India' નામના પુસ્તકમાં લખે છે.—"તા. ૧૯ મી નવેમ્બરના ખરા બપોરે મ્હેં મહાત્મા કુથહુમીને જોયા અને તેઓશ્રીએ તા. ૨૦ મીના સવારમાં મ્હારા તંબુમાં આવીને મને કહ્યું: 'હવે તમે મને મ્હારા સ્થૂલ દેહમાં જુઓ છો. જોઇ લ્યો, અને તમારી જાતને, ખાત્રી કરો કે તે હુંજ છું.' આટલું કહી તેઓ મને એક સૂચનાનો કાગળ અને એક રેશમી રૂમાલ આપી ગયા કે જે બન્ને મ્હારા કબજામાં છે. આ કાગળ હમેશનાં રિવાજ પ્રમાણે વાદળી સીસાપેનથી લખવામાં આવેલ છે, અને લગભગ એક ડઝન માણસ કે જેઓ મહાત્મા કુથહુમીના અક્ષરથી વાકેફ છે તેઓએ તે અક્ષર મહાત્મા કુથહુમીના છે, એમ ઓળખ્યા છે."

મી. દામોદર માવલંકર પણ મહાત્મા કુથહુમીની લાહોરની નવેમ્બર ૧૮૮૩ ની મુલાકાત સંબંધમાં આ પ્રમાણે લખે છે:—"લાગલાગટ ત્રણ દિવસ સુધી મહાત્મા કુથહુમીના મને દર્શન થયાં હતાં અને દરરોજ ત્રણ ત્રણ કલાક સુધી તેઓ મ્હારી સાથે રહ્યા હતા.

તા. ૧૭–૩–૧૮૮૪ ના રોજ સુરતવાળા મરહુમ રા. નવતરામ ઉતારામ ત્રિવેદી અડ્યારમાં હતા જ્યારે તેમણે એક ફુલ્સકેપ કાગળપર કેટલાક પ્રશ્નો લખ્યા હતા. તેઓ જણાવે છે કે:—"દામોદર આ પ્રશ્નોનો જવાબ આપે એવું હું ઇચ્છતો હતો પરંતુ દામોદરે તે પર કંઇ ધ્યાન ન આપ્યું. બપોરે હું દામોદર સામે ટેબલ આગળ બેઠો હતો. જે પ્રશ્ન મ્હેં લખ્યા હતા તે મ્હેં વાંચી બતાવ્યા અને તે પ્રશ્નનો કાગળ ટેબલ ઉપર મુક્યો. હું દામોદર સાથે વાત કરવામાં રોકાયો તે દરમ્યાન થોડીજ મિનીટમાં તે કાગળ અદ્રશ્ય થયો

અને મ્હેં શાંતિથી આ જોયું છતાં વાત કરવી જારૂ રાખી અને ટુંક વખતમાં એક કવર જમીનપર પડેલું જણાયું તેનાપર શિરનામું મ્હારૂં હતું. મ્હેં ખોલીને જોયું તો મ્હારા પોતાના કાગળપર મ્હારા બધા પ્રશ્નોના ઉત્તરો વાદળી પેન્શીલથી લખેલા જણાયા. આ અક્ષર મહાત્મા કુથહુમીના હતા."

મી. આર કેસવ પીલઇ પોલીસના એક ઇન્સ્પેકટર લખે છે કેઃ—"૧૮૮૨ માં જ્યારે હું અલ્લાહાબાદ અને મોગલ સરાઇના સ્ટેશન વચ્ચે થઇને મુસાફરી કરતો હતો ત્યારે મ્હારા રેલવેના ડબ્બામાં એક કાગળ પડયો. ડબ્બામાં હું એકલોજ હતો અને ગાડી પૂર્ણ જોસથી ચાલતી હતી. મ્હેં ઇચ્છયું હતું કે જે બાબત સંબંધમાં હું તે સમયે વિચાર કરતો હતો તે બાબતમાં મહાત્મા કુથહુમી મ્હને કંઇ સુચના આપે. કાગળ ઉઘાડતા મ્હને જણાયું કે મ્હારા વિચારોનો જવાબ મળ્યો હતો કારણ કે તે કાગળમાં મહાત્મા કુથ-હુમીના અક્ષરો હતા."

તારીખ ૧–૮–૧૮૮૪ ના રોજ કર્નલ ઑલ્કૉટ અને ડૉકટર હુબ સ્લીડન બન્ને એલરફૅલ્ડથી ડૂસ્ડન એક્ષપ્રેસમાં મુસાફરી કરતા હતા. જ્યારે સદરહુ ડૉકટર પોતાની જગોપરથી ઉઠી ગાર્ડને ટીકીટ આપવા ગયા ત્યારે કર્નલ ઑલ્કૉટે તે ખાલી પડેલી જગોપર કંઇક ધોળું પડેલું જોયું તે ટીબેટન કવર હતું જે ખોલતાં અંદરથી મહાત્મા કુથહુમીના પોતાના જાણીતા અક્ષરમાં લખાયેલો કાગળ મળી આવ્યો.

જજ સર એસ. સુબ્રામનીય આયર, અધારમાં જે 'શ્રાઇન રૂમ'માં મહાત્મા તરફના ચમત્કારો બનતા હતા તે સંબંધમાં લખે છેઃ—

'તારીખ ૨૮–૧૨–૧૮૮૩ ના રોજ હું 'શ્રાઇન'માં સાડા દશ વાગે ગયો, સાત માણસો હાજર હતા. બારીઓ ઉઘાડી હતી.

અને દિવસનું ખુલ્લું તેજ આવતુ હતું. **મેડમ બ્લૅવૅટ્સ્કીએ મદ્રા-સના સ્મૉલ કૉઝ જજ મી. પી. શ્રીનિવાસરાવને 'શ્રાઇન' ની** કુંચી આપી જેણે '**શ્રાઇન**' ખોલી અંદરથી ચાંદીનું પ્યાલું કાઢયું અને સર્વેને બતાવ્યું કે તેમાં કંઇ હતું નહિ. તે પછી તે પ્યાલું તેણે '**શ્રાઇન**' માં પાછું મુકયું, '**શ્રાઇન**' ને તાળું વાસ્યું અને કુંચી પોતાની પાસે રાખી પાંચ મિનીટ પછી **મૅડમ બ્લૅવૅટસ્કીએ** તે '**શ્રાઇન**' તેને ઉઘાડવાનું કહ્યું અને તેણે તે ઉઘાડી. તેણે પેલું ચાંદીનું પ્યાલું બહાર કાઢયું જેમાં સારી રીતે ચોટાડેલું એક કવર **મી. શ્રીનિવાસરાવના** સરનામાનું હતું. મ્હેં તેને તે કવર ખોલતાં જોયો જેમાંથી **મહાત્મા** કુથહુમીના અક્ષરનો એક કાગળ અને રૂપિયા ૫૦૦ નાં ચલણી નોટો મળી આવ્યાં."*

આ સિવાય બીજા ઘણા પુરાવાઓ **મહાત્માઓની** ચોક્કસ હયાતિ સંબંધમાં મળી આવે છે. જે જે માણસોએ આ પુરાવા આપેલા છે તે આપણા જેટલાજ શંકાશિલ મગજના, બુદ્ધિમાન, અને ડાહ્યા છે. આમ છતાં જેઓને આટલેથી પણ ખાત્રી ન થતી હોય અને જેઓ પોતાની આંખે–પોતાની નજર આગળ **મહાત્માઓને** જોવા ઇચ્છા હોય તેઓએ '**મહાત્માઓને** મળવાના માર્ગ' અનુસાર પોતાનું વર્તન ફેરવવું જોઇએ અને તે પછીજ–તે કઠીન (પોતાની જાતપર સખત કાબુ Rigid self Discipline) માર્ગપર ચાલ્યા પછીજ તે **મહાત્માઓને** દેખવાની આશા રાખી શકાય. એક રાજાને કે વાઇસરૉયને કે ગવર્નરને કે કલેકટરને મળવું હોય તો અમુક પ્રકા-રનાં વસ્ત્ર માણસને પ્હેરવાં પડે છે, અમુક પ્રકારની સ્થિતિમાં તેને

---

* મીસીસ બિસેન્ટ કૃત H. P. B. & the Masters of Wisdom ઉપરથી.

ઉભાં રહેવું પડે છે, અમુક પ્રકારના શબ્દો તેને બોલવા પડે છે, તો જે રાજાના રાજા છે, વાઈસરૉયના વાઇસરૉય છે, અને આખી દુનિયાના ગવર્નર છે, તેમને મળવા માટેની સરત સખ્ત હોય તેમાં ના પાડી શકાયજ નહિ. પરંતુ તે સરત એટલી બધી સખ્ત નથી. એમ કહેવાય છે કે તે માર્ગ દેખીતો સરલ છે પરંતુ તે પ્રમાણે જ્યારે ચાલવું પડે છે ત્યારે અસ્ત્રા ( Razor )ની ધાર જેવો તે માર્ગ કઠણ લાગે છે. મૅબલ કોલિન્સ "The Light on the Path' માં જણાવે છે કે:-' મહાત્માને તું નજર આગળ દેખી શકે તે પ્હેલાં ત્હારી આંખો એટલી શક્તિવાળી થયેલી હોવી જોઇએ કે ગમે તેવો બનાવ-હૃદયભેદક દેખાવ જોવામાં આવે છતાં તેમાંથી આંસુ નીકળી શકે નહિ. ત્હારા કાન તેમનો સ્વર સાંભળવા લાયક બને તે પ્હેલાં-અમુક પ્રકારના શબ્દો સાંભળવાથી સુખ થાય અને અમુક શબ્દો સાંભળવાથી દુઃખ થાય-આ સુખ-દુઃખની લાગણી તેનાપર કંઇપણ પ્રકારની અસર નીપજાવી શકે એમ ન હોય-તું એટલો બધો શુદ્ધ બનેલો હોય-આગળ વધેલો હોય કે આવી લાગણીઓથી તું જરાપણ ઉશ્કેરાય નહિ. તું તેમની સન્મુખ બોલી શકે તે પ્હેલાં ત્હારા શબ્દોમાં કર્કશપણું-કોઇની લાગણી દુખાવવા-પણું ન રહેવું જોઇએ. અને ત્હારો આત્મા તેમની સન્મુખ ઉભો રહે તે પ્હેલાં જગતનાં દુઃખો દેખવાથી ત્હારા હૃદયમાંથી છૂટતી અશ્રુ-ધારામાં તેણે સ્નાન કરેલું હોવું જોઇએ-જગતના દુઃખો તેણે પોતાનાં દુઃખો માન્યાં હોવાં જોઇએ." આવો કઠણ માર્ગ છે, છતાં નિરાશ થવાની કંઇ જરૂર નથી. દૃઢ સંકલ્પવાળો માણસ ગમે તે કરી શકે છે અને દુનિયાની બધી રિદ્ધિ-સિદ્ધિઓ દૃઢ સંકલ્પવાળાનેજ વરે છે.

# મહાત્માને મળવાનો માર્ગ.

**પ્રથમ** કુમાર યુવકોને આ માર્ગ પર કેવી રીતે ચાલવું તે સંબંધમાં **મી. સી.** જીનરાજદાસે આપેલા બોધપર આપણે અહીં નજર કરીશું. 'I Promise (હું વચન આપું છું)' નામની તેમની ન્હાની પણ અતિશય સુંદર પોથીમાં તેમણે કુમાર યુવકોને ચાર સદ્‌ગુણો ખીલવવાના સુચવ્યું છે:—પ્રસન્ન વદન, બહાદુરી ભરેલા શબ્દો, આનંદી વિચારો, અને શુરવીરને છાજતાં કામો. ન્હાના શિષ્યે જાણવું જોઇએ કે પોતાના સંબંધમાં દુઃખ, નિરાશા, નિષ્ફળતા, વગેરે જે બનાવો બને છે તે પોતાના કર્મનું પરિણામ છે માટે જ્યારે જ્યારે પોતાના માથાપર આફત આવી પડે ત્યારે–પારક્ષામાં નિષ્ફળ થાય ત્યારે, પોતાના સ્વજનનો વિયોગ થાય ત્યારે, પોતાના શરીરને વ્યાધિ થાય ત્યારે, પોતાના દ્રવ્યની હાની થાય ત્યારે–વગેરે પ્રસંગોમાં ઉદાસીનતા ધારણ કરવી નહિ પરંતુ મંદમંદ હાસ્યવાળા ચહેરે આ મુશીબતો સહન કરવી. તેથી નિરાશ થવું નહિ, હાયકુટ કરવી નહિ પણ બનતા પ્રયાસો તે દુઃખને હઠાવવા કરવા. તે પ્રયાસોમાં વૃત્તિને રોકી દુઃખના ભાનને ભૂલવું અને છેવટે દુઃખ નાશ ન પામે તોપણ 'પોતાનું પાછલું ખરાબ કર્મ એટલે દરેજ્જે ઓછું થયું' જાણી પ્રમોદ ધરવો. તેઓ જણાવે છે કે દરેક શિષ્ય એક બારી સમાન છે. જો બારી ખુલ્લી હોય તો તેની અંદર થઇને સૂર્યનું તેજ આવી શકે છે. પરંતુ જો બ્હારી બંધ હોય તો તે આવી શકતું નથી. શિષ્ય જ્યારે હસતું મ્હોં રાખે છે ત્યારે તે ઉત્સાહી બને છે અને ગમે તે કામ કરવા શક્તિમાન થાય છે અને જ્યારે ઉદાસીને વશ થાય છે ત્યારે તેનો ઉત્સાહ પડી ભાંગે

છે અને તેનાથી હમેશનાં કામ પણ બની શકતાં નથી. ચળકતો ચ્હેરો એ ઉઘાડી બારી સમાન છે અને ગ્લાનિભર્યો ચ્હેરો બંધ બારી સમાન છે. મહાત્માના સંદેશરૂપી સૂર્યનાં કિરણો પ્રસન્ન વદન દ્વારાજ શિષ્યમાં દાખલ થાય છે જ્યારે ઉદાસી અને રોતડ મ્હોંએ પવિત્ર કિરણો લેવા તદ્દન નાલાયક બને છે. અલબત આફત સમયે ચળકતો ચ્હેરો રાખવો—હસતું મ્હોં રાખવું—એ કઠીન છે પરંતુ ઉદાસી ચ્હેરાથી આપણે આપણી આસપાસના માણસોને આપણી ઉદાસીનતાનો ચેપ લગાડી જે દુઃખી કરીએ છીએ તે કરવાનો આપણને કંઇ પણ હક નથી તે આપણે જાણવું જોઇએ, કારણ કે મહાત્માને મળવાના માર્ગમાં આપણે પાછલા કર્મોને નસાડવાના છે અને નવાં કર્મો કરતા અટકવાનું છે.

ઉદાસીન ચ્હેરો જેટલો નુકશાન કર્તા છે તેટલાજ નુકશાન કર્તા નિર્બળ—ઉત્સાહહીન શબ્દો છે. બહાદુરી ભરેલા શબ્દો તે હોય કે જે જરૂરના હોય; સાચેસાચા હોય સુન્દર હોય, અને કોઈનું પણ હિતસાધક હોય. મનુષ્યે બોલવામાં ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે અને તેમાં પણ પોતાના શબ્દો કોઇને નુકશાનકારક ન થઈ પડે, કોઇને નિરૂત્સાહી ન બનાવે, કોઇને તેના જીવનપર કંટાળો લાવનાર ન થઇ પડે અને કોઇને ખોટું લગાડનાર અને અપમાનકારક ન હોય તેની શિષ્યે ખાસ કાળજી રાખવી જોઇએ. આ ઉપરાંત શબ્દો પૂર્ણ વિવેકથી ભરેલા હોવા જોઇએ—જેને ઉદ્દેશીને તે બોલાતા હોય તેને તે પ્રસન્ન કરે તેવા હોવા જોઇએ. કોઇ પણ શબ્દો ગુસ્સા ભરેલા ન હોવા જોઇએ. કોઇને ચિડાવવાના આશયથી કોઇની મશ્કરી કરવાના આશયથી ન બોલાવા જોઇએ. આ ઉપરાંત શબ્દો સાચેસાચા

હોવા જોઇએ અને તેમાં પણ જે શબ્દો ખાસ કરીને સુન્દર હોય તે વધારે પસંદ કરવા જોઇએ.

"ચળકતો ચ્હેરો રાખવો" અને બહાદુરી ભર્યા શબ્દો બોલવા આ બન્ને સદ્દગુણને ખિલવવામાં આનન્દી વિચારોજ મદદ કરે છે. આનન્દી વિચારો તેજ સાચા વિચારો છે કારણ કે ઇશ્વર આનંદનું જ સ્વરૂપ છે. વળી ઉદાસી ભરેલા વિચારોથી મનુષ્યને કંઇ પણ ફાયદો થતો નથી, ઉલટો તે પોતાની હમેશની ફરજો બજાવવા તદ્દન અસમર્થ નિવડેછે અને મહાત્માઓ ઉદાસીન ભરેલા વિચારોવાળા મનની મારફત કોઈ પણ સંદેશો મોકલી શકતા નથી. શાંતિ અને આનન્દ ભરેલા વિચારોથી પોતાનું, પોતાની આસપાસના માણસોનું, પોતાના દેશીભાઇઓનું હિત સાધી શકાય છે, અને આનન્દી વિચારોથી આપણે બહાદુરી ભર્યાં કામો કરવા અને દુનિયામાં અમર નામ કરવા શક્તિમાન થઇએ છીએ. અને અંતે આનન્દી વિચારોથીજ આપણે આપણાં ખરાબ કર્મોની સત્તા આપણા મનપર થવા દેતા નથી અને તેને હંફાવવામાં આપણે પ્રયત્નશીળ બનીએ છીએ અને છેવટે આપણાં ખરાબ કર્મ, અને આપણી ખરાબ પ્રકૃતિપર જય મેળવી આપણે પૂર્ણ 'જીન' બનીએ છીએ.

મહાત્માના શિષ્ય બનવા ઇચ્છનારે સાધારણ મનુષ્યથી ઘણા આગળ વધી અસાધારણ શુરવીરને છાજતાં કામો કરવાના છે. ન્યાયની ખાતર લડત ચલાવવામાં, નીતિ અને સદ્દગુણનો ફેલાવો કરવા માટે આવી પડતાં દુઃખો ખમવામાં, બીજાનાં સુખ અને કલ્યાણનો માર્ગ શોધવામાં પોતાના તન મન ધન અને સમયનો ભોગ આપવામાં, નિર્બળને સબળ મનુષ્યો અન્યાયે ચગદી નાખતા હોય ત્યાં નિર્બળતાનો પક્ષ લેવામાં અને એવાં બીજાં ઉપયોગી કામોમાં તેણે પોતાનાં

શરીર દ્રવ્ય, ખોટી માન લાલસા, દુનિયાની ખોટી કીર્તિનો ભોગ આપવો જરૂરનો છે. તે આ કશાથી ડરતો નથી. તે જેલ (Jail) અને મ્હેલ સરખાં ગણે છે ! તે પોતાના શરીરને એક વસ્ત્ર રૂપે માને છે અને તેથી તે કોઇનું પણ દુઃખ દૂર કરવામાં, અગ્નિમાં કે સમુદ્રમાં, સાપ કે વાઘનાં મ્હોંમાં સપડાય છે. જરૂર પડે ષડ્રસ ભોજન ત્યજી સુકા રોટલાના કકડાપર જીવન ગાળે છે. ન્યાયની ખાતર પોતાને જીવતો બાળી નાંખવામાં આવે કે પોતાની જીવતી ચામડી ઉતારવામાં આવે તેની પણ તે પરવા કરતો નથી પરંતુ મહાત્માની સેવા એજ પોતાનું લક્ષ્યબિન્દુ માની તેમને સહાય આપવાના કામમાં–અજ્ઞાન અને અન્યાય દૂર કરવામાં તે બહાદુરીથી ઝીંપલાવે છે. તે પછીજ તે શિષ્ય માર્ગની સાચી યોગ્યતા સંપાદન કરે છે.

## શિષ્ય માર્ગ.

" ઉપરના ગુણો બનતી શકિતએ જ્યારે કેળવવામાં આવે છે, ત્યારે શિષ્યમાર્ગપર ચાલવું સરળ થઇ પડે છે. શિષ્યમાર્ગપર ચાલનાર ઉમેદવારે પ્રથમ '**વિવેક**'નો સદ્‌ગુણ ખીલવવો પડે છે. 'નિત્ય' અને 'અનિત્ય' 'હમેશ રહેનારી' અને 'ક્ષણભંગુર' 'સાચી' અને 'ખોટી' 'આત્મિક' અને 'વાસના ભરેલી' જે જે ચીજો આપણી આસપાસ આપણે જોઇએ છીએ–આપણા સંબંધમાં આવે છે, તેમાં આપણે વિવેક કરવો જોઇએ. આપણા જીવનના સંયોગમાં આપણને ઉપરની વસ્તુના સંબંધમાં જ્યારે આવવું પડે છે, ત્યારે આપણે જે વસ્તુઓ સાચી, નિત્ય હમેશાં રહેનારી–મરણ બાદ પણ આપણી સાથેજ આવનારી અને આત્માની ઉન્નતિમાં મદદ કરનારી હોય હોય તેજ આપણે પસંદ કરવી જોઇએ અને જે અનિત્ય, ક્ષણભંગુર, ખોટી ચીજો અને ખોટાં સુખ હોય તે તાત્કાળિક ગમે તેટલાં

ખેંચાણ કરનારાં હોય તેમને ત્યજવાં જોઇએ. દુનિયા જેને કીર્તિ, સત્તા, મોભો ( position ) કહે છે તેમાં પણ તેણે વિવેક રાખવો જોઇએ અને જે વિનાશી હોય તેને જતું કરી, જે અવિનાશી હોય એવી કીર્તિ, સત્તા અને મોભો તેણે મેળવવા જોઇએ. દુનિયાની કેટલીક ચીજો કે જે ક્ષણભંગુર હોય, કેટલાંક સુખો કે જે વિનાશી હોય, કીર્તિ કે જે નામની–દેખાવરૂપજ હોય, તે પ્રાપ્ત કરવા માણસને પોતાના હૃદયને, પોતાના આત્માને, ઇશ્વરને ઠગવાં પડે છે અને નીતિ, સત્ય અને સદ્દગુણને ભૂલી જઇ, અનીતિ, જુઠાણું અને દુર્ગુણ ધારણ કરવાં પડે છે. પરંતુ, જે જીવાત્મા 'મહાત્માના શિષ્ય' થવાની યોગ્યતા સંપાદન કરવા જાય છે તેણે તો સત્ય, નીતિ અને સદ્દગુણને ધારણ કરી પોતાનાં હૃદય, આત્મા અને ઇશ્વરની આજ્ઞાનુસાર ચાલવું જોઇએ અને દુનિયાનાં ક્ષણભંગુર સુખો, ખોટી કીર્તિ અને શિષ્યને ન છાજતો મોભો: સર્વને ઠોકર મારવી જોઇએ. વળી આળસ, ગુસ્સો, ખોટા વિચારો, હદ બ્હારનું જમવું, શરીરને ભૂખે મારી નાંખવું : આ બધા દુર્ગુણોને જીતી વિવેક રાખી શરીરને, વિવેચન અને વિચારને વિશુદ્ધ કરવાનો પ્રયત્ન સેવવો જોઇએ. વળી ઓછું ઉપયોગી અને વધારે ઉપયોગી તેમાં પણ તેણે 'વિવેક' કરવો અને સઘળા ઉપાયે વધારે ઉપયોગી અને વધારે સારી ચીજો ગ્રહણ કરવી અને ઓછી ઉપયોગી અને ઓછી સારી ચીજો ત્યજવી. જરૂર વગરના વિચારો, જરૂર વગરનું બોલવું અને જરૂર વગરની ક્રિયા આ સઘળું તેણે ત્યજવું જોઇએ.

તે પછી બીજો સદ્દગુણ '**વાસના રહિતપણું**' નામનો ખીલવવાનો છે. આ ચીજ મ્હારે જોઇશે, આના વિના તો મ્હારે ચાલશેજ નહિ, આ હોય તો સારૂં, આ મળવાથી હું વધારે સુખી

પ્રકાશ, આ મ્હારે છોડી દેવું જોઇએ, આ રાખવું જોઇએ, અમુક મનુષ્ય ન હોય તોજ સારૂં, અમુકની સહેરબાની હોય તો ઠીક, કોઇ મિત્ર તો રાખવોજ આ વગેરે વિચારો કે જેમાં મનુષ્ય પોતાની જીંદગીનો મ્હોટો વખત ગુમાવે છે તે વિચારો-તે વાસનાઓ-તે ઇચ્છાઓ તેણે ફેરવી નાંખવી જોઇએ. જે વસ્તુઓ પોતાના સદા- કાળના સુખમાં મદદ કરનારી થઈ પડે છે તેજ વસ્તુઓ તેણે મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. પોતાની ખોટી વાસનાઓને મારી નાંખવાની જરૂર નથી પરંતુ 'વિવેક'ના સદ્‌ગુણની મદદ લઈ તે વાસનાઓને ઉચ્ચ ભાવનાઓમાં તેણે ફેરવી નાંખવી જોઇએ. આપણે કોઇને મદદ કરીએ ત્યારે પણ આપણે તે માણસ આપણો ઉપકાર માને એ જોવા ઇચ્છા રાખીએ છીએ. આ પણ 'એક વાસના' છે. આપણને દુનિયા કેમ સારા કહે એ જોવા ઇચ્છા રાખવી એ પણ વાસના છે. માણસે બોલવાની ઇચ્છાને પણ જીતવી જોઇએ. જેમ બને તેમ મૌન ધારણ કરવું-બનતા સુધી ચૂપજ રહેવું-જરૂર પડે ત્યારેજ ગણ્યાગાંઠ્યા, સુન્દર અને ઉપયોગી શબ્દો કાઢવા, સુન્દર શબ્દો કોઇની પણ લાગણી દુઃખવેજ નહિ અને પ્રિય લાગે. કુદરત, ઇશ્વર અને આત્માનીજ ઇચ્છા સાથે એકમેક થઇ જવું એજ ઉંચામાં ઉંચી વાસના, ઉંચામાં ઉંચી ઇચ્છા અને ઉંચામાં ઉંચી ભાવના છે. મ્હોટે ભાગે મનુષ્યોની વાસના લાડી-ગાડી-વાડીમાંજ સમાયેલી હોય છે, પરંતુ જે મનુષ્ય મહાત્માનો શિષ્ય થવા મથે છે તેણે તો જાણવું જોઇએ કે આ ચીજો ઘણામાં ઘણું એકજ જીંદગી સુધી સાથે રહેશે. પરંતુ મરણ બાદ તે ચીજોમાં રહી ગયેલી વાસના નાશ ન થતાં, તે વાસના પૂર્ણ કરવાના પદાર્થો પણ ન મળવાના પરિણામે તેને ઘણો જ ત્રાસ થવાનો. આ કારણથી તે 'વૈરાગ્ય' અનુભવે છે અને

કોઈ પણ ચીજના બંધનમાં—માયાના પાસમાં ન પડવાની તે કાળજી રાખે છે. તે જાણે છે કે આ જગત્ તે એક કુટુંબ છે અને આપણે સર્વે તેના અંગભૂતો છીએ અને જેમ કુટુંબના મનુષ્યો એકબીજાને સહાય્ય કરે છે તેમાં કાંઇ પણ ફળની ઇચ્છા રાખતા નથી તેમ ફરજ ખાતર આ માણસ જગત્ના જીવોના સુખ સારૂ પ્રયાસ કર્યા કરે છે. તે પોતાની મીલ્કત, પોતાના સુખના સાધન પર જગત્ના જીવોનો પણ હક છે એમ તે માને છે અને તે પોતાના કુટુંબમાં—પોતાની જાતમાં આખી દુનિયાનો સમાવેશ કરે છે અને તેમ કરવાથી જગત્ની સર્વ વાસનાઓને તે ઓળંગી જાય છે.

ત્યારબાદ તેને 'સદ્વર્તન' નામનો ગુણ ખીલવવો પડે છે, જેના છ પેટાભાગ—ન્હાના ન્હાના સદ્ગુણો છે. 'મનને કબજે રાખવું' એ ગુણ કેટલો બધો જરૂરનો છે પણ મનુષ્યો તેને કેટલો ઓછો કેળવે છે? રાત્રી અને દિવસ નકામી ચિંતા, નકામા વિચારો, અને ભવિષ્યની નકામી બ્હીકોમાં તે પોતાના મનને કેટલું બધું હેરાન અને નિર્બળ કરી નાંખે છે? આ કારણથી જ્યાં મન વધારે મજબુત હોય છે ત્યાં તે શેઠપણું ભોગવે છે અને માણસ—આત્મા તેનો નોકર બને છે. નકામા વિચારો કરવાથી, ચિંતા સેવવાથી 'ભાવી' નિષ્ફળ થતું નથી. માટે શિષ્યે મનને કબજે રાખવું જોઇએ. સવારમાં ઉઠી શિષ્યે એકાંતમાં વિચાર કરવો કે 'હું મ્હારા મનને નકામી ચિન્તામાંથી દૂરજ રાખીશ' અને તે પછી જ્યારે જ્યારે વિચાર કરવાનો પ્રસંગ આવે ત્યારે 'આત્માની રજા વગર કોઇએ અંદર આવવું નહિ' એ પ્રમાણે તેણે વિચારોને હુકમ કરવો. આમ કરવાથી આસ્તે આસ્તે તે ટેવ છૂટી જશે અને શરૂઆતમાં જો કે કઠણ લાગશે તો પણ જે પ્રકારના માણસ વિચાર કરે છે તેજ પ્રકારનો

તે બને છે તે પ્રમાણે તે આખરે 'મનનો માલેક' બને છે અને વિચારોનું જોર દબાઈ જાય છે. તે પછી 'શરીરને કબજે કરવાનો ગુણ'—આત્માની ઇચ્છા પ્રમાણેજ શરીર બેસે, શરીર ઉઠે, શરીર જમે, શરીર હરેફરે અને શરીર ઉંઘે. શરીરને ઇચ્છા થાય ત્યારે જમવું, બેસવું, ફરવું, ઉંઘવું અને વાતો કર્યા કરવી એ સાધારણ મનુષ્યની સ્થિતિ હોય છે પરંતુ જે શિષ્ય માર્ગપર ચાલે છે તે શરીરને વશ કરે છે અને પોતાની ઇચ્છા મુજબજ શરીરને ચાલવા દે છે, કારણ કે તે શરીરને એક સાધન રૂપે વાપરે છે અને તે સાધન પોતાને ઉપયોગી થઇ પડે, નહિ કે પોતાને નુકસાનકારક થઈ પડે તેની તે ખાસ સંભાળ રાખે છે. મરજીમાં આવે ત્યારે બોલવું, મરજીમાં આવે તેવું બોલવું આ બે મોટી આદતોને પણ તે જીતે છે. તે જરૂરી હોય તેટલુંજ બોલે છે, તેમાં પણ જે સાચું હોય તેટલુંજ બોલે છે અને તેમાં પણ તે સારા શબ્દોનો ઉપયોગ કરે છે કે જેથી સામા માણસને સાંભળવું પ્રિય લાગે અને તેમાં પણ તે બોલવાથી કંઇ ફાયદો (સ્વાર્થસાધના નહિ) થતો હોય તોજ તે બોલે છે. તે પછી 'સહન શક્તિ' પોતાનાપર આવેલી અને આવતી આફતો બહાદુરીથી સહન કરવી, મનને ગભરાવા ન દેવું, પોતાની હમેશની ફરજો વિસરી ન ન જવું, નિરાશ ન બનવું પરંતુ પોતાના પાછલા કર્મના પરિણામ રૂપે આવી પડેલાં દુઃખને નિશ્ચિંતપણે—આનંદથી સહન કરવાં. તે પછી 'સમાનભાવ' (Tolerance)—દરેક મનુષ્યને પોતાની માન્યતા પ્રમાણે વર્તન ચલાવવા દેવું. કારણ કે તેને પણ પોતાની ઇચ્છા મુજબ વર્તન ચલાવવાનો અધિકાર છે અને તેના માર્ગમાં પોતાનું ડહાપણ ન ચલાવવું. શિષ્યે જાણવું જોઇએ કે દરેક મનુષ્યનો આત્મા પોતાને જે વધારે અનુકુળ હોય તે રસ્તે ચાલવા પ્રેરે

છે માટે તેની બાબતમાં બીજાએ આડે ન આવવું. તમારી સલાહની તેને જરૂર પડે ત્યારે તે આપવી અને તે પણ 'સલાહ રૂપે,' નહિ કે 'દબાણ તરીકે'–પોતે જે માનતો હોય તેજ બીજા પાસે મનાવવાની કદી પણ ઇચ્છા ન રાખવી. તેને સહાય્ય જોઈતી હોય તો તે આપવી પણ તે લેવા ના પાડે તો તેથી નાખુશ ન બનવું જોઇએ. તે પછી 'શ્રદ્ધા.' હૃદયના ઉંડા ભાગમાં ચોકકસ માનવું, કલ્પના તરીકે નહિ, પરંતુ સત્ય તરીકે માનવું–આપણે આપણી નજર આગળ જોતા હોઇએ તે ચીજો જેમ સાચી માનીએ છીએ તેમ શંકારહિતપણે માનવું કે 'આપણે આત્મા છીએ, ઇશ્વરનાં રૂપ છીએ અને આપણી મરજીમાં આવે તે કરવા આપણે શકિતમાન છીએ–આ શિષ્યની 'શ્રદ્ધા' કહેવાય છે. અને છેવટે 'સમતોલપણું' દુઃખ અને સુખ બન્નેમાં અડગ રહેવું. દુઃખથી કંપવું નહિ અને સુખથી ફૂલાઇ જવું નહિ. બન્ને ક્ષણિક સ્થિતિઓથી પોતાની જાતને દબાવા દેવી નહિ.

છેવટનો અને સૌથી ઉંચો સદ્‌ગુણ '**ઐકયતા અનુભવવાની ઇચ્છા**' છે. આખી દુનિયાના જીવાત્માઓને પોતાના જેવા માનવા, દુનિયા સુખી તોજ પોતે સુખી એમ અનુભવવું, દુનિયાનાં દુઃખો તે પોતાનાંજ દુઃખો છે એમ કબુલવું અને જયાં ત્યાં પોતાનુંજ રૂપ ભાળવું અને સર્વત્ર પોતાના સ્વરૂપનું ભાન કરવામાં પોતાના તન, મન, ધન અને સમયનો ભોગ આપવો એજ ઐકયતા અનુભવવાનો માર્ગ છે. અહિંસા, ક્રૂરતા, દુઃખ ઉપજાવવાની ઇચ્છા આ બધું આ સદ્‌ગુણ ખીલવતી વખતે અદૃશ્ય કરવું પડે છે. કોઇપણ માણસને દુઃખ ઉપજાવું એ જેમ હિંસા કહેવાય છે, તેમ કોઇપણ માણસ દુઃખી હોય અને આપણે તેને મદદ કરી શકીએ એમ હોઇએ–વિચાર, વચન કે વર્તનઃ જે બની શકે તેનાથી, અને ન કરીએ તો

તે પણ હિંસાજ છે. પ્રેમ-ઐક્યતાનો ગુણ ખીલવનારે દરેક પ્રકારની હિંસા ત્યજવી જોઇએ.

## પ્રથમ દિક્ષા-First Initiation.

આ પ્રમાણે જ્યારે ઉપરના સદ્દગુણો તે ખીલવે છે-જો કે સંપૂર્ણ રીતે નહિ, તોપણ તેનામાં તે સદ્દગુણો જોઈતા પ્રમાણમાં જણાઇ આવે તેટલા પુરતા-ત્યારે તે શિષ્ય દિક્ષા માટે લાયક થાય છે અને તેના ગુરૂદેવ તેને જ્ઞાનમન્દિર આગળ લઇ જાય છે જ્યાં આતુર શિષ્ય દરવાજાની અંદર પ્રવેશ કરવાની ઇચ્છાથી જે બારણું ઠોકે છે તો તેના જવાબ તરીકે તે બારણું ઉઘડે છે અને તેને અંદર લેવામાં આવે છે. અહીં તેને પ્રથમ દિક્ષા આપવામાં આવે છે."* તેને હવે 'શ્રોતાપત્તિ' નામથી ઓળખવામાં આવે છે. દિક્ષા એટલે શું? પોતાના પોતા સંબંધના અને દુનિયા સંબંધના ભાનને વધારે પ્રમાણમાં જાગ્રત કરવું. આથી જે મનુષ્યને દિક્ષા આપવામાં આવે છે તે અદૃશ્ય વસ્તુઓ, અદૃશ્ય લોકો અને અદૃશ્ય સ્થિતિઓ નિહાળવા શક્તિમાન બને છે. પ્રેતલોક-નરક, સ્વર્ગ, તેમાં રહેનાર જીવાત્માઓને તે નજરે નિહાળે છે. 'મરણ પછીની સ્થિતિ'નું તેને ચોક્કસ ભાન થાય છે.

આટલું જ્ઞાન થવા છતાં તે કદી કદી પોતાના માર્ગથી આડે રસ્તે થોડા વખત સુધી કદાચ જતો રહે અને સુક્ષ્મ લાલચોને વશ પણ થાય તો પણ તે પોતાની આટલી હદ સુધી થયેલી આત્મિક ઉન્નતિમાંથી પડી જતો નથી અને 'સંસારનો કીડો' બની જતો નથી. બીજી સ્થિતિમાં જવા પ્હેલાં-બીજી દિક્ષા મેળવવાને તે લાયક થાય તે પ્હેલાં હવે

*મીસીસ બિસેન્ટના 'The masters & the way to them' પરથી

તેને નીચેની ત્રણ નબળાઇઓ-બંધનો ત્રોડી નાંખવાની જરૂર પડે છેઃ—

१. **शक्कायधिस्थी** ભ્રમણા.

२. **विचिकिच्छा** શંકા.

३. **शिलभतपरामास** વ્હેમ.

'હું તે આ જગતના જીવોથી તદ્દન જુદો છું અને મ્હારે મ્હારાજ સુખની દરકાર રાખવી જોઇએ-બીજાનું શું તે થશે તે મ્હારે જરા પણ જોવાની જરૂર નથી.' આવા પ્રકારનો ભાવ આ દિક્ષિતે ત્યજી દેવો જોઇએ. આખા જગતમાં વનસ્પતિપર તે નજર નાંખે કે ખનીજ પદાર્થપર, જાનવરપર નજર નાંખે કે માણસપર, નિર્બળપર નજર નાંખે કે બલવાન્‌પર, ગરીબપર નજર નાંખે કે શ્રીમંતપર, કદરૂપાપર નજર નાખે કે રૂપવંતપર, સંસારીપર નજર નાંખે કે ત્યાગીપર, યોગીપર નજર નાંખે કે ભોગીપર, રોગીપર નજર નાંખે કે આરોગ્યવાન્‌પર, ન્હાનાપર નજર નાંખે કે મ્હોટાપર, સ્ત્રીપર નજર નાંખે કે પુરૂષપર, બાળકપર નજર નાંખે કે યુવાનપર, કાળાપર નજર નાંખે કે ગોરાપર, સુખીપર નજર નાંખે કે દુઃખીપર, સર્વ જગોએ તેણે પોતાનુંજ રૂપ-પોતાનુંજ પ્રતિબિંબ-જોવું જોઇએ; દુઃખીના દુઃખમાં પણ તે ભાગ લે છે અને સુખીના સુખમાં પણ તે ભાગ લે છે, સ્વરૂપવાન મનુષ્યને જોઇને તે આનંદિત થાય છે તેમ કદરૂપાપર નજર નાંખીને પણ તેને તેના દુઃખમાં સહાનુભૂતિ બતાવવી પડે છે. આ પ્રમાણે આખી દુનિયાના સુખ દુઃખના ભાગીદાર તેણે બનવું જોઇએ, એમ તે જુએ છે. પોતાનું ભાન જાગ્રત થવાથી-પ્રથમ દિક્ષાના ફળ તરીકે તે હવે દુનિયાના સાધારણ મનુષ્યો કરતાં વધારે 'જોઇ શકે' એવો થયો હોવાથી તે '**મહાત્મા**' ના 'ઐકયતા'ના ગુણ સંબંધમાં કંઇક અહીં શીખે છે.

બીજી બેડી તેણે 'શંકા'ની તોડવી જોઇએ. ગમે તે પ્રમાણે કહેવામાં આવે તે માની લેવું-પોતાની સાધારણ સમજ શક્તિને (Common-sense) 'ઝ્હેર' મારી કોઇ પણ મનુષ્યના કે કોઇ પણ મતના ગુલામ બની જવું એવું નામ 'શંકા રહીત, બનતું નથી–તે તો ખુલી 'અંધશ્રદ્ધા' કહેવાય; પરંતુ આપણા અનુભવમાં આવી ગયેલી ચીજો સંબંધમાં હવે આપણે શંકા ન ઉઠાવવી જોઇએ અથવા જે પ્રમાણે ગણિતશાસ્ત્રનાં અમુક સત્યો છે જેવાં કે બે ને બે ચાર–તેનો તેણે અભ્યાસ કર્યા પછી અને ખાત્રી કર્યા પછી 'તેના સત્ય' સંબંધમાં શંકા ન ઉઠાવવી જોઇએ. 'કર્મ' અને 'પૂનર્જન્મ' એ બે મહાન્ નિયમોમાં હવે તેણે શંકા ન રાખવી જોઇએ કારણ કે પોતાનું ભાન વધી જવાથી–પોતે અદ્દસ્ય સૃષ્ટિ નિહાળતો હોવાથી તે પોતાના પાછલા જન્મો–ભવો (Incarnations) જોઇ શકે છે અને અમુક પ્રકારનું કર્મ કરવાથી અમુક પ્રકારનું પરિણામ આવ્યું તે પણ તે સમજી શકે છે.

ત્રીજી 'વ્હેમની' બેડી તેણે કેવી રીતે તોડવી? મૂર્તિપૂજા કે ટીલાં ટપકાં, માળા ગણવી કે ભજન ગાવાં: આ બધો ક્રિયા-કાંડ હવે તેણે છોડી દેવો જોઇએ. જ્યાં સુધી બાળક ચાલતાં શીખ્યો નથી ત્યાં સુધી તેને 'ઠેલા ગાડી'ની જરૂર પડે છે પણ મનુષ્ય જે ઘણું ચાલી શકે છે તેને તે ગાડીની જરૂર રહેતી નથી, તેમ આ બધો ક્રિયાકાંડ પણ મનને બીજા પ્રકારની ખટ-પટમાંથી દૂર રાખી '**સ્વભાવ**' ને જાગ્રત કરવા માટે છે, પરન્તુ જે માણસે હવે પોતાના ભાનને જાગ્રત કર્યું છે, જે પોતાના મનને મરજી મુજબ વર્તાવી શકે છે, શરીરને અને વાણીને પણ પોતાને વશ જેણે કરી નાખ્યાં છે તેને હવે આવા પ્રકારની ખટપટ એ વખતનો

ગેરઉપયોગ ( waste of time ) કરવા બરાબર છે. ન્હાના બાળકને ઊંઘાડવા 'હાલા' ગાવાની જરૂર પડે છે—મ્હોટા મનુષ્યને નહિ. આ કારણથી તે હવે પોતાની ઉન્નતિ પોતાના હાથમાં લે છે અને બ્હારની ખટપટમાં વખત ગુમાવવો હવે તેને પાલવતો નથી.

## બીજી દિક્ષા.

ઉપર લખ્યા પ્રમાણેની ત્રણ બેડીઓ જ્યારે તે તોડી નાંખે છે ત્યારે તેને બીજી દિક્ષા મળે છે અને હવે તે '**सकदागामी**' કહેવાય છે. આ દિક્ષા જેને મળેલી છે એવા માણસને હવે 'અર્હંત' થવા માટે માત્ર એકજ જન્મની જરૂર રહે છે. આ સ્થિતિમાં હવે તેને બીજી વધારે બેડીઓ તોડવાની નથી હોતી, પરન્તુ ઉપરની બેડીઓમાં જે બાકી રહી ગઇ હોય છે તે બેડીઓ—નબળાઇઓ Weaknesses ને હવે તેણે ઘણીજ નરમ પાડી નાંખવાની છે, આમ છતાં આ સંબંધમાં તેનો અધ્યાત્મિક અને બુદ્ધિનો વિકાસ ઘણો થાય છે. આ સ્થિતિ પ્રાપ્ત કર્યા પ્હેલાં જો તેણે અધ્યાત્મ શકિતઓ કેળવેલી નથી હોતી તો હવે તેને તે કેળવવાની જરૂ પડે છે અને એ શકિતઓ તેણે હવે પ્રાપ્ત કરવી જોઇએ કારણ કે હવે તેને જે જ્ઞાન આપવું પડશે તેનો સંગ્રહ કરી રાખવા માટે અથવા મનુષ્ય જાતિને મદદ કરવા માટે—તેના વિકાસક્રમને વધારવા માટે તેને જે હક્ક પ્રાપ્ત થયો છે તે કામ કરવા માટે તેને આ શકિતઓ મેળવવાની ખાસ જરૂર રહે છે. તેનું ભાન હવે એટલું જાગ્રત થયું હોય છે કે સ્થૂલ શરીરમાં જે વખતે જાગતો તે હોય તે વખતે પણ તે 'વાસના લોક' નું ભાન ધરાવતો હોય છે અને જ્યારે તેનુ સ્થૂલ શરીર ઉંઘમાં પડયું હોય અને તે વાસના શરીરમાં કામ કરતો હોય ત્યારે તે 'દેવલોક' નું

ભાન ધરાવતો હોય છે. જ્યારે માણસનું શરીર નિદ્રા લે છે ત્યારે તેનું ભાન પોતે જાગતો હોય તે વખતે જે 'લોક'માં હોય છે તેથી એક 'લોક' ઉંચુંજ હોય છે.

## ત્રીજી દિક્ષા.

ઉપર પ્રમાણેનો તેને વિકાસ થયા પછી તેને 'ત્રીજી દિક્ષા' અપાય છે અને તે હવે '**अनागामी**' નામથી ઓળખાય છે. હવે જ્યારે તે પોતાના સ્થૂલ શરીરમાં જાગતો હોય છે ત્યારે પણ તે 'દેવલોક' સુધીનું ભાન ધરાવતો હોય છે અને જ્યારે તે સ્થૂલ શરીર નિદ્રા માટે ત્યજે છે ત્યારે તે 'બુદ્ધિ લોક' ભાળે છે અને ત્યાં કામ કરે છે. હવે, નીચલી બે બેડીઓમાં જે કંઇ બાકી રહ્યું હોય તે હવે તોડી નાખી તેનાથી પણ મુક્ત થાય છે:—

૪—**कामराग**-સાંસારિક રાગ-વિષયવાસના.

૫—**पतिघ**-ક્રોધ અથવા ધિક્કાર ઉત્પન્ન થવો તે.

આ બન્ને નબળાઇઓ તૂટી જવા પછી તે કોઇ પણ જાતના મોહપાસમાં પડી શકતો નથી અથવા કોઇ પ્રાણી સાથે લઢી શકતો નથી. કારણ કે હવે તેણે 'રાગ-દ્વેષ' નો ક્ષય કર્યો છે. આનો અર્થ એવો નથી થતો કે તેનામાં 'પ્રેમ' નાશ પામ્યો હોય છે 'પ્રેમ'—એ તત્વ તો તેનામાં ઘડીએ ને પળે વધતુંજ જાય છે પણ પોતાને જે સુખ આપે તેના પર વધારે પ્રેમ અને પોતાને જે દુઃખ આપે તેના પર ઓછો પ્રેમ તે નથી બતાવતો. તેનો પ્રેમ તો આખી મનુષ્ય જાતિપર પ્રસરેલો હોય છે. આનો અર્થ વળી એવો નથી થતો કે તે પોતાનાં સગાં-વ્હાલાં પર પ્રેમ નથી બતાવતો. આખી મનુષ્ય જાતિપર જો તે પ્રેમ બતાવે છે તો પછી જન્મો જન્મ જે

સાથે રહેતાં હોય તેવાં મનુષ્યોપર તો તેનો પ્રેમ વધતોજ જાય એ કુદરતનો ન્યાય છે-'બુદ્ધ' અને 'આનંદ' નો પ્રેમ 'ક્રાઇસ્ટ' અને 'સેન્ટજોન' નો પ્રેમ: એતો વધારેજ જોસમાં દેખા દે છે અને તે પ્રેમ મજબુત અને જાથુનો બની રહે છે અને આવા સંપૂર્ણ પ્રેમમાં કોઈ પણ જાતનો ડર રહેતો નથી કારણ કે સ્વાર્થ સાધવાનો આ પ્રેમ નથી, પરંતુ ઈશ્વર જે પ્રેમ સ્વરૂપ છે તેની સાથે ઐક્યતા સાધવા મથતો આ પ્રેમ છે.

## ચોથી દિક્ષા.

આ પ્રમાણે જ્યારે તેનો વિકાસ થાય છે ત્યારે તેને ચોથી દિક્ષા મળે છે અને હવે તે 'अर्हत' નો ઓધ્ધો પ્રાપ્ત કરે છે. જ્યારે તે સ્થૂલ સૃષ્ટિમાં જાગતો હોય છે ત્યારે તે 'બુદ્ધિ લોક' સુધીનું ભાન પણ ધરાવતો હોય છે અને તે લોકની શક્તિનો અને અધિકારનો તે ઉપયોગ કરી શકે છે અને જ્યારે નિદ્રાવસ્થામાં તે પોતાના સ્થૂલ શરીરને ત્યજે છે ત્યારે વાણીવડે ન વર્ણવી શકાય એવાં નિર્વાણિક સુખનો તે ઉપભોગ કરે છે. આ સ્થિતિ સુધી ગયેલા ગુપ્તજ્ઞાનીએ નીચેની બાકી રહેલી પાંચ બેડીઓમાંની જેટલી જેટલા અંશે રહી હોય તે તોડી નાંખવી જોઇએ:—

૬. रुपराग—સ્થૂલ શરીર અથવા દેવના-શરીરની સુન્દરતા પ્રતિમોહ-તેનું શરીર પ્રાપ્ત કરવાની ઇચ્છા.

૭. अरुपराग—શરીર વગરના બનવાની ઈચ્છા.

૮. मान—અહંકાર.

૯. उद्धछा—ચિડાવાપણું.

૧૦. अविज्जा—અજ્ઞાન.

તેણે અમુક લોકના અમુક શરીર માટેની ઈચ્છાને ત્યજવી જોઈએ એટલુંજ નહિ પણ તેણે એવું શરીર પોતાના દેખવામાં આવે તોપણ તેની જરાપણ અસર પોતાનાપર થઇ શકતી નથી. તેજ પ્રમાણે ' અરૂપ ' શરીરનું છે. ' માન'ને ત્યજી દેવાથી તેનામાં બીજા જીવોથી જુદા માનવાની ટેવ છૂટી જાય છે અને ' ચ્હીડીઆપણું ' ત્યજી દેવાથી હવે તેના મનની શાન્તિને કોઇપણ જાતની ખલેલ પ્હોંચતી નથી. ' અજ્ઞાન ' તોડી પાડવાથી હવે તે સંપૂર્ણ ' કૈવલ્ય જ્ઞાની ' બને છે અને આપણા આ જગત્‌માં હવે તેને કાંઇપણ જાણવાનું બાકી રહેતું નથી.

## પાંચમી દિક્ષા.

હવે તેને ' **અશેખ** ' નામથી ઓળખવામાં આવે છે કારણ કે તેને હવે કાંઈ શીખવાનું રહ્યું નથી. આ સ્થિતિનું વર્ણન આપવું અશક્ય છે. આ સ્થિતિએ પ્હોંચેલો ' **મહાત્મા** ' જાગ્રત સ્થિતિમાં ' નિર્વાણ-લોક ' નું ભાન ધરાવતો હોય છે અને નિદ્રાવસ્થામાં તેથી વધારે ઉચ્ચ પ્રકારનું ભાન ધરાવે છે અને તેને ' કૈવલ્ય જ્ઞાન ' પ્રાપ્ત થયેલું હોવાથી તે હવે દરેક ચીજને તેને લાયકની કીમત આપે છે અને આખી દુનિયાના જીવોપર તે દયા અને પ્રેમ બતાવે છે. આજ દિક્ષા પામેલો **અશેખ**-તે પોતેજ **પૂર્ણ પુરુષ** અથવા **મહાત્મા** કહેવાય છે."*

## મહાત્માને મળવાનો બીજો કોઇ રસ્તો છે ?

દરેક મનુષ્ય આત્મબળથી ' મહાત્મા ' ને કેમ મળી શકે-પોતે ' મહાત્મા-પદ ' કેમ પ્રાપ્ત કરી શકે એનો સીધો, સરળ અને યોગ્ય રસ્તો આ પુસ્તકમાં ઉપર પ્રમાણે બતાવેલો છે. તે રસ્તા પ્રમાણે પણ જેને

---

* મી. લીડબીટર કૃત ' Invisible Helpers ' 'ગેબી મદદગારો' પરથી.

ચાલવાની ઇચ્છા નથી અને જેઓ એમ ઇચ્છે છે કે અમારી સન્મુખ 'મહાત્મા' આવીને ઉભા રહે તોજ અમે તેમનું અસ્તિત્વ કબુલ રાખીએ તેમને માટે પણ એક રસ્તો ખુલ્લો છે. Order of the star in the East 'પુર્વના તારાનું મંડળ' એ નામનું મંડળ એમ માન્યતા ધરાવે છે કે થોડા વખતમાં એક મહાન્ ગુરૂ જેનો જીવાત્મા પૂર્વે ક્રાઇસ્ટરૂપે અને **શંકરાચાર્ય**રૂપે કામ કરી ગયો છે અને જેઓ હાલ શ્રી **મૈત્રેય ઋષિ**ના નામથી ઓળખાય છે, તેઓ થોડા વખતમાં પધારશે. તેમને ઓળખવા ઇચ્છનારે અને મળવા ઇચ્છનારે પોતાનામાં 'ભક્તિ, દ્દઢતા, અને કોમળતા' એ ત્રણ સદ્ગુણો ખીલવવા જોઇએ અને એ ત્રણે ગુણ જ્યાં જ્યાં બતાવવાની જરૂર પડે ત્યાં ત્યાં તે મહાન્ ગુરૂના નામે યથાશક્તિ બતાવવા. આ સમય જેમાં ધર્મને બ્હાને અંદરો અંદર તકરાર ચાલે છે, નાતોમાં વૈરઝેર વધી ગયેલાં છે, નીતિનો પાયો હચમચી ગયો છે, સ્વાર્થ અને બ્હારના ક્ષણભંગુર સુખનો મોહ હદ છોડીને વધ્યો છે, શિક્ષણ સંબંધી, ધર્મ સંબંધી અને સ્વતંત્રતા સંબંધી હજારો સવાલ મનુષ્યોના મનમાં ઉત્પન્ન થાય છે અને તેનો ખુલાસો આપવા કોઇ શક્તિમાન થતું નથી તે જમાનામાં, અને જે જમાનામાં અંદર અંદરના કજીઆઓ, નાતજાતનાં વૈરો, વ્હેમો વગેરેને તિલાંજલી આપી સંપ, ઐકયતા, શાન્તિ અને ભાતૃભાવ પ્રસારે એવો અગાધ શક્તિવાળો કોઇ પણ આત્મા જણાતો નથી તેવા-હાલના જમાનામાં કોઇ મહાન્ આત્માનું અવતરણ ચોક્કસ જરૂરનું છે. તે મહાત્મા જલદીથી પધારશે એ ખરૂં પણ તેમાંયે મનુષ્યજાતિની નીચે લખેલી બૂમ જો હમેશ તે 'મહાત્મા'ને કાને જશે-મનુષ્યો ભક્તિભાવથી ખરેખરી રીતે તેમને બોલાવશે તો ધાર્યા કરતાં ઘણી જલદીથી **તેઓ** આવશે કારણ કે તેઓ અહીં આવવા માટેનોજ અનુકુળ

પ્રસંગ શોધ્યા કરે છે અને આપણે જે વખતે તેમના આવાગમન માટે પ્રાર્થના પણ કરી ન્હોતી તે વખતથી તેમણે અત્રે આવવાનો નિશ્ચય કરી રાખ્યો છે અને મનુષ્યજાતિ જોગ તેમણે સંદેશો મોકલ્યો છે કે:— "Behold! I come quiekly"—જુઓ, હું જલ્દીથી આવું છું."

" O Master of the Great White Lodge,
Lord of the Religions of the world,
Come down again to the earth that needs thee,
And help the nations that are longing for thy presence.
Speak the word of Peace,
Which shall make the peoples to cease from their quarrelings,
Speak the word of Brotherhood,
Which shall make the warring classes and castes to know themselves as one.
Come in the might of thy love,
Come in the Spleandour of thy Power,
And save the world which is longing for thy coming,
O Thou who art the Teacher alike of Gods and men."

મહાન્ શ્વેતઆશ્રમના હે ગુરૂદેવ! જગત્‌ના ધર્મમાત્રના હે સ્વામી! જેમાં આપને પધારવાની જરૂર છે એવા આ જગત્ પર એકવાર ફરીથી આપનાં પગલાં કરો અને જે જે પ્રજાઓ આપની હાજરી માટે

---

* 'Till He Come' by Mrs. Besant.

તલસે છે તેને મદદ કરો. ( આવીને ) શાન્તિનો મંત્ર ઉચ્ચારો ( શાન્તિનો ઉપદેશ દ્યો ) કે જેથી લોકો અંદરો અંદર કજીઆ કરતા અટકે. ( આવીને ) ભ્રાતૃભાવના મંત્રનો ઉચ્ચાર કરો કે જેથી જે જ્ઞાતિઓ અને પક્ષો એક બીજા સાથે લડે છે તેઓ 'આપણે બધા એકજ છીએ ' એવું ( જ્ઞાનપુર્વક ) સમજે.

પ્રેમનાપૂરજોરમાં આવો. સામર્થ્યના ભરપૂર ભપકામાં આવો, અને આપના આગમન માટે તલસતી દુનિયાને આપ ( હે સ્વામી ) બચાવો–આપ કે જે મનુષ્યો અને દેવોના પણ ગુરૂ છો.

## જગદ્‌ગુરૂ શ્રીમૈત્રેય પ્રભુને સત્વર પધારવા અર્થે પ્રાર્થના.

ગુરૂદેવ, કરી ભૂમિ પાવન આજ, શાંતિ જગમાં સ્થાપો;
સદ્‌બુદ્ધિ સૌને આપી રાજ, ક્લેશ તણાં મૂળ કાપો.—ગુરૂદેવ.
સન્માર્ગતણા **જિજ્ઞાસુ**, ' પ્રભુ કયારે આવે ' જોતા;
કંઇ ન્હાના ને કંઇ મ્હોટા રાજ, શાન્તિ, ૧
**ભક્તિ, દૃઢતા, કોમળતા,** એ ગુણો અમે અહીં ધરીએ;
' પ્રભુ એ આવે ' ઉચરીએ આજ. શાન્તિ. ૨
બહુ વધતા દુઃખના ત્રાસે, જગ ખાક બળીને થાતું;
પ્રભુ વિણ કો વારે ધાતું આજ ? શાન્તિ. ૩
વળી ન્યાત જાતના વૈરો, અતિશય સૃષ્ટિને સાલે;
ત્યાં આપ વગર કયમ ચાલે આજ ? શાન્તિ. ૪
પ્રભુ આપ પધાર્યે જગ આ, છે નન્દનવન બનવાનું;
શ્રી ગુરૂ ચરણે ઠરવાનું રાજ—શાન્તિ. ૫

ૐ શાન્તિ :

# મરણ પછી શું થાય છે?

માણસ મરીને ક્યાં જાય છે, શું કરે છે, ક્યાં રહે છે, નરકનાં દુઃખ અને સ્વર્ગનાં સુખ કેવી રીતે અને ક્યાં સુધી ભોગવે છે, મરનારને કેમ મળી શકાય, આપણા સંબંધીઓને કેમ મદદ કરી શકાય વગેરે ઉપયોગી માહિતિનો આ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે. **આ જ્ઞાન પૂર્વે ઋષિમુનિઓ માત્ર પસંદ કરેલા થોડાજ શિષ્યોને આપતા અને આ જ્ઞાન તદ્દન સાચું છે એ પુરવાર થઈ ચુકેલ** છે. પુસ્તક ઘણુંજ આકર્ષક છે. અંદર મરણ પછીની સ્થિતિનું અગાધ જ્ઞાન ધરાવનાર એક મહાપુરૂષની છબી છે. ઘટાડેલું મૂલ્ય ફક્ત ૦-૪-૦.

# મહાવીર-માર્ગ.

જગતની સ્થિતિ, જીવ, વસ્તુઓ, સારાં નરસાં કર્મોનું પરિણામ શું આવે છે અને કેવી રીતે ભોગવવું પડે છે, તેમાંથી છૂટા થઈ બ્રહ્મચારનાં જ્ઞાન અને શક્તિ મેળવવાનો મહા-યોદ્ધા વીર-બહાદુરને ચાલવાનો માર્ગ મૂલ્ય ૦-૩-૦.

# કેશકળા ઑઈલ.

મશહુર ઑઈલ અને તરતજ સુગન્ધ ભરેલાં જાણીતાં પણ પાછળથી માથાને અને વાળને ઘણુંજ નુકસાન કરનાર તત્વોથી તદ્દન નિરાળું, શાસ્ત્રીય રીતે મીઠા તલના તેલમાંથી બનાવેલું તાજાં ફૂલોની સુગન્ધથી ઉભરાઇ જતું અનેક ફાયદાકારક બીન હરીફ દરેક ઑઈલ. **બજારમાં આવું તેલ ભાગ્યેજ મળશે.** ૭ ઔંસની શીશીના વી. પી. પોસ્ટ ખર્ચ સુદ્ધાં માત્ર ૦-૧૦-૦.

પ્રકાશક, 'ગુરૂમંત્ર,' ચનાગુલાલની પોળ, [illegible], **અમદાવાદ.**